

ભારતના ઉપરાષ્ટ્રપતિ
શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણનનો
પ્રેરક સંદેશો

*

ઉપરાષ્ટ્રપતિભવન
નવી દિલ્હી
તા. ૨૨-૬-૧૯૬૧

પ્રિય ભાઈશ્રી સોની,

તમારા કિસાનો આપણા દેશના બીજા ભાગોનું દર્શન કરવા ભાગ્યશાળી થયા તે જાણી મને આનંદ થયો. જીવનમાં કેટલીક પળો સુહાગી હોય છે, કાયમ યાદ રહી જતી હોય છે; તેવી એ પળો છે. તેમણે જે સ્થળો જોયાં તે વિષે જરૂર તેઓ માહીતગાર પણ થયા હશે. તમારું પુસ્તક અવશ્ય ઉપકારક સાબીત થશે.

એસ. રાધાકૃષ્ણન

सं गच्छध्वं सं वदध्वं सं वो मनांसि जानताम् ।
देवा भागं यथापूर्वे संजानाना उपासते ॥
समानो मंत्रः समितिः समानी समानं मनः सहचित्तमेषाम् ।
समानं मंत्रमभिमंत्रये वः समानेन वो हविषा जुहोमि ॥
समानि व आकूतिः समानाः हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥ —ऋग्वेद

ભેગા થાઓ, એકમેકની સાથે વાતો કરો, તમારાં મન એક થાઓ! દેવો જેમ સર્વ સંમતિથી પોતાનો ભાગ ભોગવે છે તેમ તમારો મંત્ર સમાન હો, તમારી સભા સમિતિ સમાન હો, તમારું મન સમાન હો, અને એના વિચારો એક હો! સમાન મંત્ર હું તમારી આગળ રજૂ કરું છું, અને સમાન હવિષ વડે તેની પૂજા કરું છું. તમારું લક્ષ્ય સમાન હો, તમારાં હૃદયો સમાન હો! તમારાં મન સમાન હો જેથી સૌ સુખમાં રહે! —ઋગ્વેદ

# પ્રાર્થના

જીવન જ્યારે સુકાઈ જાય, કરૂણા-ધારાએ આવો,
સકળ માધુરી છુપાઇ જાય, ગીતા-સુધા-રસે આવો!
કર્મ ધરીને પ્રબળ આકાર ગરજી ઊઠી ઢાંકે ચારે ધાર,
હૃદય-પ્રાન્તે હે જીવનનાથ, શાન્ત ચરણે આવો!
પોતાને જ્યાહરે કરીને કૃપણ ખૂણે પડી રહે દીનહીન મન,
દુવાર ખોલીને હે ઉદાર નાથ, સાજસમારોહે આવો!
વાસના જ્યાહરે વિપુલ ધૂળે અંધ અબોધ કરી ભુલાવે,
ઓ હે પવિત્ર, ઓ હે અનિદ્ર, રૂદ્ર-પ્રકાશે આવો!

રવીન્દ્રનાથ ટાગોર

હું સદેહે ભારત છું આખું ભારત મારું શરીર છે. કન્યાકુમારી મારા પગ છે અને હિમાલય મારું મસ્તક છે. મારા કેશમાંથી ગંગા વહી રહી છે. વિન્ધ્યાચલ મારો કમરબંધ છે. હું સંપૂર્ણ ભારત છું. પૂર્વ અને પશ્ચિમ મારી બે ભુજાઓ છે, જે પ્રસારીને હું મારા દેશવાસીઓને ગળે લગાવું છુ. મારું શરીર સમસ્ત ભારતનું શરીર છે અને મારો આત્મા સમસ્ત ભારતનો આત્મા છે. હું ચાલું છું ત્યારે આખું ભારત ચાલી રહ્યું છે, અને હું બોલું છું ત્યારે આખું ભારત બોલી રહ્યું છે, તેવું હું અનુભવું છું.

સ્વામી રામતીર્થ

## ભારતને એ સ્વર્ગમાં તું જાગૃત કર, પિતા !



ચિત્ત જ્યાં ભયશૂન્ય છે; શિર જ્યાં ઉન્નત છે;

જ્ઞાન જ્યાં મુક્ત છે; ઘર ઘરના વાડાઓએ જ્યાં રાત દિવસ વસુધાના નાના નાના ટુકડા કરી મૂકયા નથી;

વાણી જ્યાં હૃદયના ઝરણમાંથી સીધી વહે છે;

કર્મનો પ્રવાહ જ્યાં રૂંધાયા વિના દેશે દેશે અને દિશાએ દિશાએ સતત સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે;

તુચ્છ આચાર રૂપી રણની રેતીએ જ્યાં વિચારનાં ઝરણાંને ગ્રસી લીધું નથી, અને પૌરુષના સેંકડો ટુકડા કરી નાખ્યા નથી;

જ્યાં હમેશાં તું સકળ કર્મ, વિચાર અને આનંદનો નેતા છે; — ત્યાં, ત્યાં જ,

તે સ્વર્ગમાં, તારે પોતાના હાથે નિર્દય આઘાત કરી, હે પિતા, તું ભારતને જગાડ !

**રવીન્દ્રનાથ ટાગોર**

'ગીતાંજલિ' માંથી—અનુવાદક શ્રી નગીનદાસ પારેખ

# અનુક્રમ

# રળિયામણો મારો દેશ–મેં આ જોયું !

**શહેરો**—સુરાનપુર, જલગાંવ, ઔરંગાબાદ, મુંબઈ, મદ્રાસ, પોંડીચેરી, તિરૂચિરાપલ્લી, બેન્ગલોર, મૈસૂર, રેણીગુંટા, વિજયવાડા, કલકત્તા, ધનબાદ, ઝરિયા, પટણા, લખનૌ, મુરાદાબાદ, નંગલ ટાઉનશિપ, દિલ્હી, આગ્રા, ફતેહપુર સિક્રી, ગ્વાલિયર, ભોપાલ.

**તીર્થસ્થળો**—નાસિક, ત્ર્યંબક, શિવકાંચી, વિષ્ણુકાંચી, વેદગિરિ–પક્ષીતીર્થ, શ્રી અરવિંદાશ્રમ, કન્યાકુમારી, ધનુષ્કોડી, રામેશ્વર, શ્રી રંગમ્, તિરુપતિ બાલાજી, જગન્નાથપુરી, સાખીગોપાલ, ભુવનેશ્વર, દક્ષિણેશ્વર, વૈજનાથધામ, ગયા, કાશી, પ્રયાગ, અયોધ્યા, હરદ્વાર, ઋષિકેશ, લક્ષ્મણઝૂલા, સ્વર્ગાશ્રમ, મથુરા, ગોકુલ, વૃંદાવન, દયાલબાગ, ઉજ્જૈન, ડાકોર.

**નદીઓ**—તાપી, ગોદાવરી, ભામા, તુંગભદ્રા, કાવેરી, ગંગા, યમુના, ફલ્ગુ, ત્રિવેણી–સંગમ, સરયૂ, ક્ષિપ્રા

**જલબંધો**—કાવેરીબંધ (ત્રિચી), કાવેરીબંધ (મૈસૂર), સતલજબંધ (ભાખડા), સતલજબંધ (નંગલ).

**સાગર-સ્નાન**—કન્યાકુમારી, રામેશ્વર–ધનુષ્કોડી, જગન્નાથપુરી.

**પ્રાચીન કલા તીર્થો**—અજંતાની ગુફાઓ, ઇલોરાની ગુફાઓ, સાંચીના સ્તૂપો, સારનાથનો સ્તૂપ—વિહાર અને ખંડેર, બોધગયા.

**૭ જ્યોતિર્લિંગો**—ઘૃષ્ણેશ્વર (ઇલોરા), ત્ર્યંબકેશ્વર, રામેશ્વર, વિશ્વેશ્વર (કાશી), રાવણેશ્વર (વૈજનાથધામ), મહાકાલેશ્વર (ઉજ્જૈન).

**સંતસમાધિઓ**—નિવૃત્તિનાથ (ત્ર્યંબક), શ્રી અરવિંદ (પોંડીચેરી), શ્રી રામકૃષ્ણ–શ્રી વિવેકાનંદ–શ્રી શારદા મણિ દેવી (બેલૂર મઠ), કાલી કમલીવાળા (સ્વર્ગાશ્રમ), મહાત્મા ગાંધી (દિલ્હી), રાધાસ્વામી સંપ્રદાયના આચાર્ય (આગ્રા), ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ (ગ્વાલિયર).

**કુંભ-મેળાનાં ચાર તીર્થો**—નાસિક, પ્રયાગ, હરદ્વાર અને ઉજ્જૈન.

**મોક્ષદાયિની ૭ પુરીઓ**—કાશી, કાન્ચી, હરિદ્વાર, અયોધ્યા, મથુરા, અવંતિકા (ઉજ્જૈન).

**રાજ્યોની રાજધાનીઓ**—મહારાષ્ટ્ર, (મુંબઈ), મદ્રાસ રાજ્ય (મદ્રાસ), કર્ણાટક (બેન્ગલોર), ઓરિસા (ભુવનેશ્વર), પશ્ચિમ બંગાળ (કલકત્તા), બિહાર (પટના), ઉત્તરપ્રદેશ (લખનૌ), મધ્યપ્રદેશ (ભોપાલ).

# સંકલ્પ

મને ૧૯૫૫ ના સપ્ટેમ્બર-ઓકટોબરમાં મોડાસા સામૂહિક વિકાસ યોજના વિસ્તારના ખેડૂતો એક સ્પેશિયલ ટ્રેઈનમાં ૨૮ દિવસના ભારતના પ્રવાસે ગયા હતા. વિકાસ ઘટકના ખેડૂતોની, ભારતભરમાં એ પહેલી સ્પેશિયલ ટ્રેઇન હતી. એ ટ્રેઈનની વ્યવસ્થામાં મારો હિસ્સો હતો એટલે ખેડૂતો તરફથી એવો બીજો પ્રવાસ યોજવાની માગણી અવરનવર મારી પાસે આવતી. તે પરથી મુંબઈ સરકારે મને બીજી સ્પેશિયલ ટ્રેઈનનો વ્યવસ્થાપક નીમ્યો. કાર્યક્રમ ઘડી કાઢી, નિયમ મુજબ ડિપોઝિટની રકમ ભરી મેં રેલવે ખાતા સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો. મહિનાઓ વીત્યા ને ટ્રેઇન ઉપાડવાના માત્ર દશ જ દિવસ બાકી રહ્યા ત્યાં લગી રેલવેએ કાર્યક્રમ મંજૂર થયાનો કે ટ્રેઈન અપાશે જ તેવો જવાબ આપ્યો નહિ. એટલે ન છૂટકે અમારે ટ્રેઈન મોકૂફ રાખવી પડી. પછી ગુજરાત રાજ્ય થયું. ત્યારે પણ અમારો પ્રયાસ ચાલુ રહ્યો. અમારા પ્રવાસમાં અમે દક્ષિણ ભારત તથા ભારતનાં પ્રાચીન કલાધામો—અજંતાની ગુફાઓ, ઇલોરાની ગુફાઓ, સાંચીનો સ્તૂપ, ભુવનેશ્વરનાં મંદિરો, વગેરે જોવાનું રાખ્યું હતું. કિસાન સ્પેશિયલ ટ્રેઈન માટે આ જાતનો આવો મોટો આ પહેલો જ કાર્યક્રમ હતો—૭૦૦૦ માઇલનો રેલવે-પ્રવાસ, સેંકડોક માઇલનો મોટરબસ-પ્રવાસ ૪૯ દિવસનો ભરચક કાર્યક્રમ, અને રેલવે ભાડું, વાહન ભાડું, ભોજન-નાસ્તો, બધું મળીને માત્ર રૂા. ૩૨૫માં!

રેલવેએ શરૂઆતમાં અમને જગન્નાથપુરી લઈ જવાની ના પાડી, અને જ્યારે તેની હા પાડી ત્યારે તાતાનગર,

બોલપુર (શાંતિનિકેતન) અને ચિત્તરંજનની ના પાડી. આમ ન છૂટકે કેટલાક ફેરફારો કરવા પડયા, પણ એકંદરે સૌને રસ પડે તેવો કાર્યક્રમ ગોઠવી શકાયો. અગાઉ ભરેલી ડિપોઝિટની રકમ રેલવે ખાતાએ પાછી ન આપી, તેથી આ પ્રવાસ માટે ફરી નવેસરથી રૂા. ૫૦૦) ની ડિપોઝિટ ભરવી પડી. એટલું સારૂં રહ્યું કે રેલવે સત્તાવાળાઓએ આ વખતે ખૂબ જ વહેલી મંજૂરી આપી દીધી, જેથી પ્રચાર કાર્ય માટે અમને પૂરતો સમય મળી શકયો.



શ્રી હિતેન્દ્રભાઈ દેસાઇ
ગુજરાત રાજ્યના શિક્ષણ અને ખેતી-પ્રધાનશ્રી જેમણે સમાજ, શિક્ષણની દૃષ્ટિએ કરાયેલી કિસાનોના આ પ્રવાસની યોજનાને શરૂથીજ આવકારી હતી.

અમારા પ્રવાસનું એક વિશિષ્ટ લક્ષ્ય હતું—સમાજ-શિક્ષણ. દેશના સરાસરી સામાન્ય નાગરિક એવા કિસાનને ભારતના અદ્ભુત કલાવારસાનું તથા નૂતન ભારતના ઘડતરનું પ્રત્યક્ષ દર્શન કરાવવું, પ્રાચીન વૈભવનું ચિત્ર એની કલ્પનામાં અવતારવું, અને આવા મહાન દેશનો હું જવાબદાર નાગરિક છું એવું એને ભાન કરાવવું એવો ત્રિવિધ આ પ્રવાસનો હેતુ હતો. તે માટે પુસ્તકો, ચિત્રો, ચિત્રપોથીઓ

'આજે શું જોયું ને કાલે શું જોશું ?' પત્રિકાઓ, વગેરેનો અમે ઉપયોગ કર્યો હતો, અને પ્રવાસની આ નાનકડી પુસ્તિકા એનું જ એક સીધું પરિણામ છે. અમારી આ દૃષ્ટિને ગુજરાત રાજ્યના શિક્ષણ અને ખેતી ખાતાના પ્રધાનશ્રી હિતેન્દ્રભાઇ દેસાઇ તથા ગુજરાત સમાજ શિક્ષણ સમિતિના મંત્રી શ્રી કલ્યાણજીભાઈ મહેતાએ આવકારી ઉત્તેજન આપ્યું હતું.

સાબરકાંઠા જિલ્લાના તમામ રેવન્યૂ અધિકારીઓએ, વિકાસઘટક અધિકારીઓએ, જિલ્લા કલેકટર શ્રી તથા તેમની કચેરીએ અમને સારો સહકાર આપ્યો. શ્રી ચૂનીભાઇ દેસાઇભાઈ પટેલ તથા જિલ્લા કોંગ્રેસના પ્રમુખ શ્રી કોદરલાલ ચૂનીલાલ શાહે તલોદ સ્ટેશને સૌ પ્રવાસીઓને નાસ્તો પાણી આપ્યાં, વ્યવહારૂ શિખામણો આપી અને સૌથી કીમતી તો સફળ પ્રવાસના આશીર્વાદ આપ્યા, જે હેતથી ઝીલીને સૌ ટ્રેઈનમાં બેઠા. નક્કી કર્યા પ્રમાણે ફાગણ વદ આઠમે તા. ૧૦-૩-૬૧ શુક્રવારે સવારે દશ વાગે ટ્રેઇન તલોદથી ઊપડી.

નદીઓનાં દર્શન કરીને એ પોતાના મનમાં ઉન્નત ભાવો અનુભવશે, એટલું જ નહિ, પણ નવાં તીર્થસ્થળો, વિવિધલક્ષી મહાન યોજનાઓ, ભવ્ય રાષ્ટ્રીય સાહસો, શહેરો અને નગરોનો થઇ રહેલો પ્રચંડ વિકાસ—એ બધાંના દર્શનથી તે પોતાના દેહમાં, રક્તના કણેકણમાં નવી જ સનસનાટી અનુભવશે.

"મારા દેશે ખૂબજ પ્રગતિ સાધી છે એવા નવા જ્ઞાન સાથે જ્યારે પ્રવાસી પ્રવાસ પૂરો કરીને ઘેર પાછો આવશે ત્યારે એના એ સમગ્ર પ્રવાસથી એને પોતાને, એના કુટુંબને અને એના મિત્રમંડળને સુધ્ધાં અપાર લાભ થવાનો છે એવિષે મને જરી કે શંકા નથી. પછી એને ખાતરી થશે કે દેશને હજી આગળ વધારવા, અને હજી તેની વધુ પ્રગતિ કરવામાં પોતાનો ફાળો આપવાની દરેકે દરેક નાગરિકની ફરજ છે."



**શ્રી રસિકલાલ પરીખ**
ગુજરાત રાજ્યના ગૃહ પ્રધાન શ્રી—જેમણે અમદાવાદ રેલવે સ્ટેશન પર સ્પેશિયલ ટ્રેનને 'સફળ સફર' ઇચ્છી હતી.

અમદાવાદના રેલવે સ્ટેશનપર ગુજરાત રાજ્યના મહેસૂલ પ્રધાનશ્રી શ્રી રસિકલાલ પરીખના અધ્યક્ષપદે પ્રવાસીઓને વિદાય આપવાનો એક સમારંભ યોજાયો હતો,

જેમાં શ્રી. કલ્યાણજીભાઈ મહેતા તથા બીજા ધારાસભ્યો સર્વશ્રી વાડીલાલ પ્રેમચંદ મહેતા, હરિલાલ મથુરદાસ ગાંધી, હરિસિંહજી મહિડા, રામશંકર ઉપાધ્યાય વગેરેએ ખાસ હાજરી આપી હતી. શ્રી રસિકલાલ પરીખે તથા શ્રી કલ્યાણજીભાઈએ પ્રવાસને સફળતા ઇચ્છી હતી અને યાત્રીઓને પ્રવાસની તકલીફો સહી લઇ, ઉદાર મન રાખી અરસપરસ સ્નેહથી રહી એકમેકને મદદરૂપ બની, પ્રવાસનો પૂરેપૂરો લાભ ઉઠાવવા અનુરોધ કર્યો હતો.

આમ નિયત સમયે ટ્રેઇન ઊપડી અને ૪૯ દિવસનો પ્રવાસ પૂરો કરીને નક્કી કરેલા દિવસે ને સમયે, તા. ૨૭–૪–૬૧ ના રોજ બપોરે ત્રણ વાગે તે પાછી અમદાવાદ આવી. પ્રવાસ દરમિયાન ઈલોરા જવા માટે એક સાથે પુરતી બસો ન મળવાને કારણે અમારે જલગાંવ બે દિવસ રોકાવું પડેલું ને તેથી શીરડીનો કાર્યક્રમ રદ કરવો પડેલો. એમ ન કરીએ તો અમારો બધોયે કાર્યક્રમ બગડી જાય, ને રામનવમીએ રામેશ્વર પહોંચાય નહિ. ઉપરાંત અમને નડી રેલવેની આડોડાઇ જેથી અમે વિસાખાપત્તનમ્ જોઈ શકયા નહિ—આ બે અપવાદ સિવાય કયાંય અમારા કાર્યક્રમમાં ગંભીર ગરબડ થઇ નથી.



નહેરૂચાચા પોતાને અર્પણ થયેલા પુષ્પહાર બાળકોને પહેરાવી દે છે.



રાષ્ટ્રપિતા ગાંધીજીની સમાધિ આગળ દિલ્હી



ભારતના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુનું પ્રવચન



નહેરુચાચા બાળકોને ગુલાબનાં પુષ્પોની પાંખડીઓ મારીને રમાડે છે.



અજંતાની એક ગુફાનું દૃશ્ય

અજંતાની ગુફાઓમાંનું એક વિશ્વવિખ્યાત ચિત્ર : ગાંધર્વમંડળી



# ભારત-પ્રવાસ

## જોયેલાં સ્થળોનું ટૂંક વર્ણન.



### બુરાનપુર (મધ્ય ભારત)

દુનિયામાં કયાંયે નથી તેવી કાળા પથ્થરની બનાવેલી સુંદર મસજિદ અહીંયાં છે. ઇ. સ. ૧૫૯૫માં બુરાનપુરના ફરૂકી સુલતાન આદિલશાહ ત્રીજાએ આ મસીદ બંધાવેલી. મસીદ બંધાવ્યાનો શિલાલેખ મસીદની અંદરના ભાગમાં શુદ્ધ સંસ્કૃત ભાષામાં લખેલો છે.

બુરાનપુરની બીજી અજાયબી તેનો 'જલાગાર' છે. જહાંગીર બાદશાહના વખતમાં મુગલ સેનાપતિ મિરઝા અબ્દુર રહીમ ખાનખાનાએ સાતપુડા ડુંગરની તળેટીમાં જમીનની નીચે વહેતા જલપ્રવાહો શોધી કાઢેલા. આવા બે પ્રવાહો છે. એક પ્રવાહ જમીનની અંદર ૮૦૦ ફૂટ લગી વહે છે, ને તેના માર્ગમાં હવા ઉજાસ આવવા માટે તથા જમીન પરથી અંદર વહેતા પ્રવાહનું નિરીક્ષણ કરવા માટે ૧૧૬ કુવા કરેલા છે. જમીન પર આ કૂવાઓનાં મથાળાં બાંધેલાં છે, ને તેમાંથી નીચેથી વહેતો જલ-પ્રવાહ જોઈ શકાય છે. બીજો પ્રવાહ જમીનની અંદર ૧૦૦૦૦ ફૂટ

સુધી વહી 'ખૂની ભંડારા' આગળ આવી વળી ૨૮૩૦ ફૂટ સુધી રેલવે સ્ટેશનની નીચે થઇને વહે છે. તેના માર્ગમાં પણ ઉપર કહ્યું તેમ હવા ઉજાસ તથા નિરીક્ષણ માટે કૂવા કરેલા છે–તેવા ૧૧૯ કૂવા છે. 'ખૂની ભંડારા'ની પાસે 'સુખી ભંડારા' છે. તેની અંદર ઉતરવા એક કૂવામાં લોઢાની અગિયાર નિસરણીઓ ગોઠવેલી છે. અંદર ઉતરતાં ખૂબ અકળામણ ને શ્વાસ–રૂંધામણ થાય છે, પણ ઉતર્યા પછી ઠંડક ને આનંદ રહે છે. કૂવાના તળિયે બે દરવાજા છે જેમાં થઈને વાંકાચૂંકા રસ્તા કરેલા છે. એ રસ્તાઓમાં જતાં બેઉ બાજૂની દીવાલોમાંથી પાણી નીતરતું હોય છે—પાણી બિલકુલ સ્વચ્છ ને મીઠું! દીવાલો પણ ક્ષાર ચોંટવાથી આરસ જેવી ચમકદાર ને સ્વચ્છ! વહેતા ને ધોધની પેઠે પડતા પાણીમાં થઈને અંદર કૂવાઓમાં ફરવાની મજા પડે છે. ત્યાંથી 'ખૂની ભંડારા'માં જવાય છે. ત્યાં હનુમાન અને શિવનું સ્થાનક પણ છે. સાઠ સીત્તેર વર્ષની ડોશીમાઓ પણ આ કૂવાઓમાં ઊતરી હતી. આ પ્રસંગે કૂવાઓમાં પેટ્રોમૅક્સની બત્તીઓ સાથે માણસો ઉતારીને ઊભા રાખેલા, જેથી સૌ પ્રવાસીઓને જોવાની અનુકુળતા રહી હતી. આજે બુરાનપુર શહેરની મ્યુનિસિપાલિટી આ કુવાઓનું પાણી આખા ગામને પૂરું પાડે છે. મોગલ બાદશાહતનું આ 'વૉટરવર્ક્સ' આજે ભારતની એક અજાયબી ગણાય છે.



# અજંતા-ઇલોરા-ઔરંગાબાદ-દોલતાબાદ-ઘૃષ્ણેશ્વર



## અજંતાની ગુફાઓ

'नमो बुद्धाय शुद्धाय नमस्ते ज्ञानरूपिणे'-कूर्मपुराण

પ્રાકૃતિક સૌન્દર્યથી ભરપૂર એવી ખીણુની ઉપર, અઢીસો ફૂટ ઊંચે ચંદ્રાકારે આવેલા પહાડમાંથી ૨૪ વિહારો અને પાંચ ચૈત્યો (બૌદ્ધ ધર્મનાં મંદિરો) કોતરી કાઢેલાં છે. આમાંની કેટલીક ગુફાઓ તો બે હજાર વર્ષની જૂની છે. લગભગ એક હજાર વર્ષ સુધી તેમાં કોતરકામ ને ચિત્રકામ ચાલતું રહ્યું છે. પછી એક હજાર વર્ષ સુધી આ જગા અજાણી રહી. તે પછી આજથી સો સવાસો વર્ષ પર શિકાર ખેલવા ગયેલા એક અંગ્રેજે આ ગુફાઓ શોધી કાઢી જગતની જાણમાં આણી.

બધીયે ગુફાઓ પહાડમાંથી કોરી કાઢેલી છે, તથા તેમાં સુંદર મૂર્તિઓ કંડારેલી છે. ગુફા નં. ૧, ૨, ૧૬ અને ૧૭ માં તો ભીંતો પર અને છત પર સુંદર રંગીન ચિત્રકામ કરેલું છે. અને આ ચિત્રકામ પણુ એવું કે એની નકલ કરવા જતાં જગતના મોટા મોટા ચિત્રકારો પણુ પછા પડયા છે! આજે અજંતાની ચિત્રકલા એ જગતની એક ઉત્તમોત્તમ ચિત્રકલા ગણાય છે. આ ચિત્રોમાં મોટે ભાગે બુદ્ધના જીવનના પ્રસંગો ચીતરેલા છે.

ગુફાઓની છતમાં ફળફૂલની, વેલબુટ્ટાની ભાતો જોવા લાયક છે. તેમાં કમળ, હંસ, બતક, હાથી, વગેરેને કેન્દ્રમાં

રાખીને સુંદર આકૃતિઓ પાડેલી છે. ચિત્રોમાં પદ્મપાણિ અવલોકિતેશ્વર બુદ્ધ, યશોધરા અને રાહુલની સામે ભિક્ષા માગવા ઊભેલા બુદ્ધ, તપસ્વી ગૌતમ અને મારસેનાનું યુદ્ધ, બુદ્ધની માતા માયાદેવીનું સ્વપ્નું, ગૌતમ બુદ્ધ અને રાજા બિંબિસારનું મિલન, તપસ્વી બુદ્ધને પાયસ ધરતી સુજાતા, ઈન્દ્ર અને તેનો પરિવાર, નાગરાજનું કુટુંબ, નાગરાજ–કાશી-રાજનું મિલન, શિબિરાજા, રાજા પુલકેશીની સભામાં ઈરાનના રાજા ખુશરૂનો દૂત, ચામરધારિણીઓ, હાથમાં કમળવાળી શ્યામ રાજકન્યા, વહાણ ડૂબી ગયાના ખબર લાવતો દૂત વગેરે ચિત્રો જોતાં મન ધરાતું નથી. ચિત્રોમાં હાથની મુદ્રાઓ, મુખના ભાવો, વાળ હોળવાની રીતો, અલંકારો, પશુપંખીઓની આકૃતિઓ વગેરેનો ખાસ અભ્યાસ કરવા જેવો છે. અજંતાની ગુફામાં ચીતરેલા હાથીની તથા વેલબુટ્ટાની છાપ આપણી ટપાલની ટિકિટો પર પણ આવી ગઈ છે.

આ ગુફાઓમાં દિવસનો થોડો જ સમય થોડું અજવાળું આવે છે, તેથી આ ચિત્રો બરાબર જોઈ શકાય તે માટે સરકાર તરફથી વીજળીના પ્રકાશની ખૂબ સુંદર વ્યવસ્થા કરવામાં આવેલી છે.

## ઈલોરાની ગુફાઓ

૧૭૦ ફૂટ ઊંડું, ૨૭૬ ફૂટ લાંબું અને ૧૫૪ ફૂટ પહોળું એવું આખુંયે ખડકમાંથી કોતરી કાઢેલું 'કૈલાસમંદિર' (શિવમંદિર) જગતમાં બેનમૂન કલાકૃતિ ગણાય છે. સો વરસે એનું કામ પૂરું થયું હશે. દક્ષિણ

ભારતનાં વિશાળ મંદિરો આ કૈલાસમંદિરના નમૂના પરથી બંધાયાં છે એવી માન્યતા છે. એની દીવાલો પર રામાયણ અને મહાભારતના પ્રસંગો કોતરેલા છે તથા બીજું પુષ્કળ કોતરકામ છે. મંદિરના આંગણામાં એક વિજયસ્તંભ છે અને એક વિશાળ હાથી છે. દીવાલમાં એક તરફ શિવ–પાર્વતીના પૌરાણિક પ્રસંગો કોતરેલા છે; તેમાં રાવણ કૈલાસને હલાવે છે એ પ્રસંગ બહુ સુંદર રીતે કોતરેલો છે. વિષ્ણુના નૃસિંહાવતારનું શિલ્પ પણ સુંદર છે. નંદીની બે બાજુએ ૫૧ ફૂટ ઊંચા બે ધ્વજસ્તંભ છે તે કલાના ઉત્તમ નમૂના ગણાય છે. નં. ૨૧ની રામેશ્વર ગુફામાં ગંગા–યમુનાની સુંદર મૂર્તિઓ છે. ગંગાજી મગર ઉપર ઊભેલાં છે., ગુફા નં. ૨૯માં તાંડવ નૃત્ય કરતા શિવની વિરાટ પ્રતિમા છે. ગુફા નં. ૩૨ ઇન્દ્રસભા તરીકે ઓળખાય છે. તે જૈન ગુફા છે. તેનો ઉપલો ભાગ કલામય છે–હાથીદાંતમાં કરેલું હોય તેવું તેનું કોતરકામ છે. અહીં બૌદ્ધોની બાર ગુફાઓ છે, તેમાં ત્રણમાળની ગુફા 'તીનથળ' જોવાલાયક છે. આમ ઈલોરા એ ત્રણે ધર્મોનું તીર્થ છે.

## ઘૃષ્ણેશ્વર

ઇલોરામાં મહારાણી અહલ્યાબાઈએ બંધાવેલું આ શિવમંદિર ભારતનાં બાર જ્યોતિર્લિંગોમાં ગણાય છે.

## દૌલતાબાદ

એનું અસલ નામ દેવગિરિ. ગુજરાતનો છેલ્લો રાજપુત રાજા કરણ વાઘેલો અહીં આવી રહ્યો હતો. તેનો કિલ્લો બહુ મજબૂત અને અજેય છે. તેની છેક ટોચે

મોટી તોપ ઢાળેલી છે. તેના ઢાળનાર તરીકે એક ગુજરાતીનું નામ લખેલું છે. દેવગિરિમાં 'ચાંદ મિનાર' જોવાલાયક છે.

## ઔરંગાબાદ

શહેરથી પાંચ છ માઈલ દૂર બીબીનો મકબરો' નામની સુંદર ઈમારત છે. બાદશાહ શાહજહાંએ પોતાની બેગમની સ્મૃતિમાં આગ્રામાં તાજમહાલ બંધાવ્યો, તે પ્રમાણે બાદશાહ ઔરંગઝેબે પોતાની બેગમની સ્મૃતિમાં તાજનો નમૂનો લઈને આ મકબરો બંધાવ્યો હતો. તાજના નમૂનાની એક ત્રીજી ઇમારત અંગ્રેજોએ બાંધી છે–તેનું નામ 'વિક્ટોરિયા મેમોરિયલ'. તે કલકત્તામાં છે. અમે આ ત્રણે ઈમારતો જોઇ હતી, પણ એમાં 'તાજ તે તાજ' એમ કહેવું પડશે. જલગાંવથી ઈલોરા જવા આવવાની ૨૬૦ માઈલની બસની મુસાફરી થઇ હતી. રાતના અઢી ત્રણ વાગે નીકળી મોડા સાંજે સૌ પાછા ફર્યા હતા.

## નાસિક–ત્ર્યંબક

રામસીતાની સ્મૃતિવાળી પવિત્ર ભૂમિ પંચવટી અને લોકમાતા ગોદાવરીનો કાંઠો! નાસિકમાં પગ દેતાં કંઈ હજારો વર્ષ પહેલાંના ભારતનું ચિત્ર નજર સમક્ષ ખડું થયું. અહીં પંચવટીમાં રામ અને સીતા રહ્યાં હતાં. અહીં વનમાં રાવણનો મામો મારીચ માયાવી મૃગ બનીને આવ્યો; એ મૃગને જોઈ સીતાજીને તેના ચર્મની કાંચળી બનાવી પહેરવાનું મન થયું. રામ મૃગને મારવા ગયા, પ.છ૭

લક્ષ્મણજીયે ગયા—જતાં જતાં સીતાજીને કહેતા ગયા કે મારું આ કુંડાળું ઓળંગતાં નહિ! પછી બાવાને વેશે રાવણ આવ્યો ને સીતાજી કુંડાળા બહાર પગ મૂકી તેને ભિક્ષા આપવા ગયાં અને રાવણ તેમને હરી ગયો! વિશ્વજનની સીતાજી પણ કાંચળીનો મોહ રોકી ન શકયાં, લક્ષ્મણ જતિની ભ્રાતૃભક્તિને સમજી ન શકયાં, પુણ્યનો લોભ ખાળી ન શકયાં ને એમાંથી રામાયણ સરજાયું! તે આ ભૂમિ! ત્ર્યંબકમાં ભગવાન ત્ર્યંબકેશ્વર (જ્યોતિર્લિંગ)નાં દર્શન કર્યાં, તથા પહાડની તળેટીમાં સંત જ્ઞાનેશ્વરના મોટાભાઇ નિવૃત્તિનાથની સમાધિનાં દર્શન કર્યાં. ત્ર્યંબક પાછળ ઊભેલા પહાડ પર ગોદાવરી નદીનું મૂળ છે. નાનકડું ઝરણું! ત્ર્યંબક ગામમાં થઈને એ વહે છે. આ જ ગોદાવરી નદીનો મુખ-પ્રદેશ પણ થોડા દિવસ પછી અમે વિજયવાડાથી વિસાખાપત્તનમ જતાં જોયો! કેવો સુંદર દેખાવ હતો એ! પોણા બે માઈલ લાંબો તો એના પર રેલવેનો પુલ હતો!

## મુંબઈ

મુંબઇ એટલે ભારતની અલબેલી નગરી. આજે ૪૦ લાખની એની વસતી છે. જ્યાં જુઓ ને જ્યારે જુઓ ત્યારે માનવ મહેરામણ જોવા મળે! આવડા મોટા શહેરને ચોખ્ખું દૂધ પૂરું પાડવાની જબરદસ્ત યોજના એક વીર પુરુષને સુઝી અને એણે તે પાર પાડી જગતને છક કરી નાખ્યું. એનું નામ શ્રી દિનકરરાય દેસાઇ. તેઓ ભરૂચના વતની હતા અને તે વખતના મુંબઇ રાજ્યના એક પ્રધાન

હતા. આરેની આ "દૂધ-વસાહત" આજે જગતભરમાં નમૂનેદાર તરીકે વિખ્યાત છે. જગતભરની એ આ જાતની પહેલી યોજના છે. ૩૫૦૦ એકરના વિસ્તારમાં એ ઊભેલી છે.

ત્યાં પશુઓને ખૂબ સુંદર રીતે રાખવામાં આવે છે અને તેમની ઘણી સરસ માવજત થાય છે. દરેક પશુને નંબર આપવામાં આવે છે અને તે કેટલું દૂધ આપે છે તેની નોંધ રખાય છે, તથા રોજ દૂધના પોષક તત્ત્વની ચકાસણી થાય છે. તે પછી તમામ દૂધને દુગ્ધાલયમાં શુદ્ધ કરવામાં આવે છે. કલાકનું પાંચસો મણ દૂધ શુદ્ધ થાય છે, ને યંત્ર દ્વારા શીશીઓમાં ભરાય છે. શીશીઓ પર એની મેળે સીલ થઈજાય છે. દૂધ એક છેડેથી દુગ્ધાલયમાં દાખલ કર્યા પછી, તે શીશીમાં ભરાઈને બહાર આવે ત્યાં સુધી કયાંય માણસનો હાથ એને અડકતો નથી. દૂધના સંસર્ગમાં આવતાં આ તમામ યંત્રો પણ કદી કાટ ન ચડે તેવા ઊંચી જાતના પોલાદમાંથી બનાવેલાં છે. યંત્રોમાં દૂધને અમુક હદ સુધી ગરમ કરી, પછી એને ઠંડું પાડવામાં આવે છે, ને બાટલીઓમાં ભરવામાં આવે છે. ભરાયેલી બાટલીઓને પણ એરકંડિશન્ડ ઓરડાઓમાં રાખવામાં આવે છે. દૂધવાળી બાટલીઓની લાંબી કતાર યંત્ર પર ચાલી જતી જોવાની મજા પડે છે. પછી એ સાફ થયેલી બાટલીઓ એની મેળે ખડી થઈ જાય છે, ને ગોળગોળ ફરે છે—જાણે બાટલીઓ ગરબા ગાવા નીકળી! એમાં આપો આપ દૂધ ભરાઈ જાય, [illegible] સીલ લાગ[illegible] જાય છે! આખું દૃશ્ય જોયા જ કર[illegible] તેવું છે

આ દૂધ-કેન્દ્રમાં એક મશિન એક મિનિટમાં ૪૩૦ બાટલીઓ સાફ કરે છે. તેવાં ત્રણ મશિનો છે. એક મશિન એક મિનિટમાં ૭૨ બાટલીઓને દૂધ ભરી સીલ કરે છે. તેવાં આઠ મશિનો છે. રોજની ૪ લાખ બાટલીઓ અહીં સાફ થઈને ભરાય છે.

આરેની દૂધ-વસાહત જોઈ, ત્યાંનું ચોખ્ખું દૂધ પી; એ પીનારાં ભાગ્યશાળી મુંબઈવાસીઓને ધન્યવાદ આપી અમે પ્રાણીબાગ જોવા ગયા. ત્યાં જિરાફ, ગેંડો, કાંગારુ, રીંછ, મગર, વાઘ, સિંહ, શાહૂડી વગેરે પ્રાણીઓ જોયાં. પછી ગયા મલબાર હિલ! ત્યાં કમલા નેહરૂ પાર્કમાં ફર્યા, 'જોડા-ઘર' જોયું (કેટલાક તો જોડા-ઘરની અંદર ચડી બારીમાંથી ડોકિયું સુદ્ધાં કરી આવ્યા!), હિલ પરથી સમગ્ર મુંબઈ શહેરનો દેખાવ જોયો; પછી જોયું બાબુલ-નાથનું મંદિર, ટિળક મહારાજનું બાવલું, ચોપાટી, મરીનડ્રાઈવ, મ્યુઝિયમ, સચિવાલય, તાજમહાલ હોટેલ, શિવાજીનું બાવલું ને ગેટવે ઑફ ઇન્ડિયા! મચ્છી-ઘરમાં અસંખ્ય જાતની નાનીમોટી માછલીઓને એનાં કુદરતી હવામાનમાં રમતી જોઈ—એ દૃશ્ય અદ્‌ભુત હતું. મ્યુઝિયમમાં અસંખ્ય મૃત પશુપક્ષીઓને જીવતાં જેવાં બનાવીને રાખેલાં જોયાં; અસંખ્ય મૂર્તિઓ જોઈ, તાડપત્ર પર લખેલી ચોપડીઓ જોઈ, ને પ્રાચીન ચિત્રો જોયાં. અજંતાનાં ચિત્રોના નમૂના પણ અહીં જોયા, અને પાંચ હજાર વરસ પહેલાંના ભારતની સોનાની ને માટીની કારીગરીના નમૂનાઓ પણ જોયા! પાલવા બંદરથી હોડીમાં બેસીને કેટલાક જહું દરિયાની

સહેલ કરી આવ્યા પણ ખરા!

મુંબઈમાં અમે વીજળીથી ચાલતી ટ્રામો જોઈ અને રોજના પાંચસો પાંચસો ફેરા કરતી વીજળીની રેલ ગાડીઓ પણ જોઈ. અમારામાંના મોટા ભાગના પ્રવાસીઓ રેલવે સ્ટેશનથી ૩૦ થી ૫૦ માઈલ દૂરનાં ગામડાંના હતા, કેટલાક તો આ વખતે પહેલી જ વાર ટ્રેઈનમાં બેઠા હતા; કેટલીક બાઈઓ તો આ પ્રવાસે નીકળી ત્યારે પહેલી જ વાર મોટર બસમાં યે બેઠી હતી. એ સૌનાં મનમાં એક વિચાર આવ્યો કે અહીં દુનિયા આટલી દોટ દે છે જ્યારે અમે તો રેલના પાટાથીયે પચાસ માઈલ દૂર છીએ! અમારો કોઈ વિચાર કરતું હશે ખરું ? કે ભગવાને અમને ભૂલી ગયો?

## પંઢરપુર

*महायोगपीठे तटे भीमरथ्यां वरं पुंडरीकाय दातु मुनींन्द्रैः ।
समागत्य तिष्ठंतमानंदकंदं परब्रह्मलिंगं भजे पांडुरंगम् ॥

ભીમા નદીના તીરે આવેલું આ એક પ્રાચીન તીર્થ છે. પુંડરીક નામના એક ભક્ત થઈ ગયા. તે એકવાર માત-પિતાની સેવા કરતા હતા, તેવામાં શ્રી વિષ્ણુ ભગવાન તેમને દર્શન દેવા પધાર્યા. પણ પુંડરીકે ભગવાનને કહ્યું: હમણાં હું માબાપની સેવા કરું છું, તમારાં દર્શન કરવાની મને ફુરસદ નથી. આમ કહી એણે એક ઈંટ દેખાડી ભગવાનને કહ્યું: 'ઊભા રહો એ ઈંટ પર!' ભગવાન ઈંટ પર ઊભા.

* વિઠોબાની પ્રાર્થના.

ઈંટને મરાઠીમાં 'વીટ' કહે છે. વીટ પર ઊભા રહ્યા એટલે ભગવાન વિઠ્ઠલ અર્થાત વિઠોબા કહેવાયા. કેડે હાથ દઈને ઊભેલા. વિઠોબા બહુ મજાના લાગ્યા. પણ પંડાઓ જબરા અહીંના! યાત્રીઓને બાચીમાંથી પકડી પકડીને મૂર્તિ સામે પૈસા મુકાવે. એક યાત્રીએ દશની નોટના છૂટા માગ્યા, ત્યારે પંડાએ નોટ લઈને સીધી વિઠોબાને જ ધરી દીધી! પત્યું! મ્યુનિસિપાલિટી પણ એવી! યાત્રીઓની પાસેથી યાત્રાવેરો લેવા માંડયો, અડધાએ પૈસા આપ્યા ને પછી માલમ પડયું કે ચાર કલાકમાં પાછા ફરી જનારા યાત્રીઓ પાસેથી વેરો લેવાય નહિ! એટલે બીજાઓએ તો વેરો ન ભર્યો, પણ જેમણે ભર્યો તેમનો ગયો!

## મંત્રાલયમ્

અહીંનું તુંગભદ્રા નદીનું દૃશ્ય અતિ મનોહર ગણાય છે. ત્રણ કલાક અમે ત્યાં કાઢયા. નહાવાની મજા પડી. મદ્રાસ જતાં બપોરા ગાળવા અમે ટ્રેઇન અહીં થોભાવી હતી.

## મદ્રાસ

વસ્તીમાં પહેલું કલકત્તા, પછી મુંબઈ, પછી મદ્રાસ. પણ આ ત્રણેમાં ઉત્તમ સાગરકાંઠો મદ્રાસનો. કલાકો સુધી ફર્યા કરીએ તોયે કંટાળો ન આવે. એને 'મરિના' કહે છે. આઠ માઇલ લાંબો એનો પટ છે.

મદ્રાસમાં પાર્થસારથિનું મોટું દેવાલય જોયું. તેનું ભવ્ય ગોપુરમ્, સુવર્ણસ્તંભ, અને સોને મઢયો ઘુંમટ આકર્ષક છે. મયલાપુરમાં શ્રી કપિલેશ્વર મહાદેવનું મંદિર જોયું.

મયલાપુર એટલે તામિલ ભક્ત કવિ *તિરુવલ્લુવરનું જન્મસ્થાન. ત્યાં એમનો આશ્રમ હતો. કુંમ અને અધાર જેવી નદીઓ શહેરની વચમાં થઇને વહે છે. શહેર ખૂબ લાંબું છે. એને માટે કહેવાય છે કે 'જમણે હાથ છ માઈલ જઈને ચા પીઓ અને ડાબે હાથ સાત માઈલ જઇને નાસ્તો કરો!' અધારમાં થિસોસોફિકલ સોસાયટીનું વિશ્વનું મુખ્ય મથક છે, ત્યાં કણીરવડના જેવો વિશાળ વડ છે.

મદ્રાસમાં દીવાદાંડી, હાઈકોર્ટ, યુનિવર્સિટી, મ્યુઝિયમ, મછલીઘર, પ્રાણીબાગ વગેરે બીજી જોવાની જગાઓ છે.

દક્ષિણ ભારતમાં દ્રાવિડ પ્રજા રહે છે. મદ્રાસ દ્રાવિડ સંસ્કૃતિનું કેન્દ્ર છે. લોકોની ભાષા, વાન, રીતરિવાજ, ખોરાક, દેવમંદિરો—બધું જ જુદું! તામિલ ને તેલુગુ તેની ભાષાઓ છે. લોકો પો–પો કરે. પો–પો એટલે જા–જા! અહીંની સ્ત્રીઓ અતિથિ તરીકે આવેલી સ્ત્રીને કંકુ આપી ચાંદલો કરાવે છે અને વેણીમાં ખોસવા ફૂલ આપે છે. સત્કારની એ રીત કેટલી માંગલ્યસૂચક છે! દક્ષિણ

* તિરુવલ્લુવરનાં સુવચનો: 'મધુર શબ્દોથી કામ થતું હોય તો કડવા શબ્દો શા સારુ વાપરવા? પાકું ફળ છોડીને કચું ફળ શા સારુ લેવું? ધરતી કેવી સહિષ્ણુ છે! જે એને ખોદે તેનેયે એ ખોળામાં ધારણ કરે છે. એનું નામ મોટાઈ! તું એવો સહિષ્ણુ થા! અતિથિને પાછો વાળવો એ સૌથી મોટી શરમાવા જેવી ગરીબાઈ છે; અને મૂર્ખની જડતાથી સહન કરવું એ સૌથી મોટું બળ છે. વેર લેવું નહિ. વેર લીધાનો આનંદ બહુ તો એક દિવસ ટકશે, પણ માફી બક્ષ્યાનો આનંદ કાયમ રહેશે.'

ભારત સિવાયની ભારતની બધી ભાષાઓ, મૂળ સંસ્કૃતમાંથી નીકળેલી છે, જ્યારે દક્ષિણ ભારતની ભાષાઓનું મૂળ સંસ્કૃત નથી. પણ સંસ્કૃત ભાષાની અને એ ભાષા બોલનારી આર્ય પ્રજાની અસર દ્રાવિડ પ્રજા પર ઘણી છે, તેથી માણસોનાં અને ગામોનાં નામોના છેડે અનુસ્વાર ઉમેરી તેને સંસ્કૃત જેવાં દેખાડવાનો પ્રયત્ન થયો છે: દા. ત. કાંજીવરમ્, રામેશ્વરમ્, રામાનુજમ્, શ્રીરંગમ્, વગેરે. ભાષા ભલે જુદી, પ્રજા જુદી, રીતરિવાજ જુદા, સંસ્કૃતિયે જુદી, છતાં સમસ્ત ભારતને એક્તાની ગાંઠે બાંધનારું એક મહાન તત્ત્વ છે—એનું નામ ભારતીય સંસ્કૃતિ! ભારતના ગમે તે છેડે વસતો ભારતવાસી દ્વારકા, રામેશ્વર, કાશી ને હરદ્વારની યાત્રાનાં સ્વપ્ન જોતો હોય છે; અને અગણિત વર્ષોથી અસંખ્ય ભારતવાસીઓ એવી યાત્રાઓ કરીને સમગ્ર ભારત પ્રીતિના એક તાંતણે બંધાયેલું છે એની પ્રતીતિ કરાવતા જ રહ્યા છે! એટલે દક્ષિણ ભારત જોયા વિના ભારતની યાત્રા અધૂરી જ રહી જાય.

## શિવકાંચી–વિષ્ણુકાંચી અને પક્ષીતીર્થ

મદ્રાસથી અમે મોટર બસોમાં આ ત્રણે સ્થળે ગયા હતા. કાંચી એટલે કાંજીવરમ્. એને દક્ષિણ હિંદનું કાશી કહે છે અને ભારતની સાત મોક્ષ-દાયિકા પુરીઓમાં એ ગણાય છે. બ્રહ્માંડ પુરાણમાં કહ્યું છે કે કાશી અને કાંચી નગરીઓ એ શિવનાં બે નેત્ર જેવી છે. આખા દક્ષિણમાં સૌથી પ્રાચીન શહેર આ છે. એક જ શહેરના બે ભાગ—એકમાં શિવ વસ્યા; બીજામાં વિષ્ણુ. બે છેડા વચ્ચે ચાર માઈલનું અંતર.

*વરદરાજનું મંદિર વૈષ્ણવોનું ધામ છે. અહીં સો થાંભલાનો 'વસંત મંડપ' છે. એ થાંભલાઓ પર મનુષ્યો પશુઓ અને ફૂલવેલનું અદ્‌ભુત શિલ્પ છે—કૃષ્ણજીવનના સુંદર પ્રસંગો કોતરેલા છે. વળી શિલ્પકળાના કૌતુક જેવી સળંગ પથ્થરની સાંકળો કોતરેલી છે. શિવકાંચીમાં એકામ્રેશ્વરનું મંદિર બહુ ભવ્ય છે. તેનું ગોપુરમ્ મદુરાના ગોપુરમ્ જેવું છે. આ મંદિરના ચોગાનમાં એક આંબો (આમ્રવૃક્ષ) છે. તેની નીચે બેસી પાર્વતીએ તપ કર્યું હતું અને શિવજી પ્રસન્ન થયા હતા એમ કહે છે. કાંજીવરમ્‌ની હાથવણાટની સાડીઓ બહુ પ્રખ્યાત છે.

* બ્રહ્માંડપુરાણમાં બ્રહ્માએ 'વરદરાજ'ની આ પ્રમાણે પ્રાર્થના કરેલી છેઃ

नमोस्तु ते पंकजपत्रलोचन प्रसीद मह्यं प्रणतार्तिभंजन ।
दृष्ट्वा भवन्तं वरदं वरेण्यं अद्य प्रपन्नोस्मि तवांघ्रियुग्मम् ॥

## વેદગિરિ-પક્ષીતીર્થ

પાંચસો ફૂટ ઊંચો વેદગિરિ નામનો પહાડ. તેની ટોચ પર વેદગિરીશ્વર મહાદેવનું મંદિર છે. તેની બાજુના એક ખડક પર દરરોજ બપોરે અગિયાર બારના શુમારે પીળી ચાંચનાં બે સફેદ ગીધ પક્ષીઓ અંતરીક્ષમાંથી ઊડીને આવે છે, મંદિરની પ્રદક્ષિણા કરે છે ને પછી પૂજારીના હાથમાંથી ભોજન કરી ઊડી જાય છે. સેંકડો વર્ષોથી આ પ્રમાણે બનતું આવ્યું છે અને તેની ઇતિહાસમાં નોંધ છે. કહે છે કે શંકરના શાપથી બે ભક્ત ભાઈઓ પંખી બની ગયા છે. તેઓ કાશીમાં ગંગાસ્નાન કરી અહીં આવી મંદિરની પ્રદક્ષિણા કર્યા પછી ભોજન કરી રામેશ્વરનાં દર્શને જાય છે ને રાતે

ચિત્રકૂટ જઇ સૂઈ જાય છે. અમે પણ એ પંખીઓનાં દર્શન કર્યાં—બે પંખી અંતરીક્ષમાંથી આવ્યાં, મંદિરની પ્રદક્ષિણા કરી, પૂજારીના હાથમાંથી તેમણે પ્રસાદ ખાધો, ને પછી ઊડી ગયાં!

## મહાબલીપુરમ્

પક્ષીતીર્થથી કેટલાક યાત્રીઓ મહાબલીપુરમ્ ગયા હતા. ત્યાં અર્જુને પાશુપતાસ્ત્ર મેળવવા તપ કરેલું; તેનું સુંદર શિલ્પ ત્યાં ખડકમાં કોતરેલું છે. તથા પાંચ પાંડવોનાં પાંચ રથાકારનાં મંદિરો ત્યાં દરિયાના કિનારે ઊભેલાં છે. શિલ્પ માટે આ જગા જગતભરમાં પ્રખ્યાત છે.

## પોંડીચેરી

વહેલા મળસકે અમે પોંડીચેરી પહોંચ્યા. ફ્રેન્ચોની આ નગરી હવે પ્રજાસત્તાક હિંદને સોંપાઇ ગઈ છે, પણ ફ્રેન્ચોની હકૂમતની છાપ હજી ત્યાં દેખાય છે. શહેરના બે ચોખ્ખા ભાગ છે—એક સમુદ્ર તરફનો ભાગ એટલે નવું પોંડીચેરી અને બીજો ભાગ તે જૂનું પોંડીચેરી. નવા પોંડીચેરીને પહેલાં 'વાઈટ ટાઉન' કહેતા, અને જૂનાને 'બ્લેક ટાઉન' કહેતા. કાળાગોરાનો ભેદ ત્યાં કેવો ઊંડો હશે તેનો એ પરથી ખ્યાલ આવે છે. નવા પોંડીચેરીમાં યોગીવર શ્રી અરવિંદનો આશ્રમ છે અને દુનિયાના ખૂણેખૂણેથી આવેલા સાધકો ત્યાં યોગની સાધના કરે છે. શ્રી અરવિંદે સને ૧૯૦૫માં અહીં આવી યોગની સાધના શરૂ કરેલી, ત્યારથી તેઓ છેલ્લી ઘડી સુધી અહીં જ રહ્યા. આજે સ્થૂલ શરીરે તેઓ હયાત નથી, પણ સાધકોને હજી પણ તેમની પ્રેરણા મળ્યા જ કરતી હોય છે. પૂજ્ય માતાજી ફ્રેન્ચ બાઇ છે. તેઓ સને ૧૯૧૪થી આશ્રમમાં આવી વસ્યાં છે અને

તેમના દ્વારા આજે વિશ્વમાં પરમ ચેતનાનો પ્રવાહ વહે છે. ગૂજરાતના મહાન તત્ત્વચિંતક અને યોગી શ્રી અંબુભાઇ પુરાણી અને કવિ શ્રી સુન્દરમ્ અહીં આશ્રમમાં રહે છે. તેમની કૃપાથી બ્યાસી વર્ષનાં પૂજ્ય માતાજીએ સૌ પ્રવાસીઓને ખાસ દર્શન આપ્યાં ને આશીર્વાદની વર્ષા વરસાવી. માતાજીનાં એ દર્શનનો પ્રસંગ કદી ભુલાશે નહિ. શ્રી અરવિંદની સમાધિનાં દર્શન કર્યાં અને ત્યાં બેસી પ્રભુનું ચિંતન કર્યું. પછી શ્રી અરવિંદનું નિજગૃહ–સાધનાગૃહ, તથા બીજી જગાઓ જોઈ. પ્રવાસીઓની એક સભા પણ થઈ અને તેમાં શ્રી અંબુભાઇ તથા શ્રી સુન્દરમે સુંદર પ્રેરક પ્રવચનો કર્યાં તથા આશ્રમની પ્રાર્થનાઓની કેટલીક રેકર્ડો સંભળાવી. છેલ્લે માતાજીના પિયાનો–વાદનની રેકર્ડ પણ સાંભળવા મળી. આમ આખો દિવસ બહુ આનંદમાં અને આધ્યાત્મિક વાતાવરણમાં ગયો.

પોંડેચેરીનો સાગરકાંઠો બહુ રમ્ય છે—મદ્રાસના 'મરિના' જેવો જ એ સુંદર સમુદ્રપથ છે. બંદર પર જવાના રસ્તે ગોળ બાગમાં પહેલા ફ્રેન્ચ ગવર્નર ડુપ્લેની મોટી પ્રતિમા છે– જિંજિનો કિલ્લો જીત્યા પછી ત્યાંના એક હિંદુ મંદિરના થાંભલા ઉપાડી લાવી એ બાગની ફરતે રોપ્યા છે.

## ત્રિરૂચિરાપલ્લી (ત્રિચિનાપલ્લી)

કાવેરી નદીની પેલે પાર, કાવેરી અને બીજી નદીથી ઘેરાયેલો શ્રીરંગમનો બેટ છે. ત્યાં શ્રી રંગજીનું વિશાળ મંદિર છે: એનાં ગગનચુંબી શિખરો પર સુવર્ણ–કળશો

શોભે છે. મંદિરમાં શેષશાયી વિષ્ણુની વિશાળ પ્રતિમા છે. કહે છે કે શ્રીરામ પોતે તેની પૂજા કરતા હતા અને તેમણે તે વિભીષણને ભેટ આપેલી. કહેવાય છે કે આજે પણ વિભીષણ અહીં દર્શન કરવા આવે છે ને રાત્રે ધૂળ ઉપર એનાં રાક્ષસીકદનાં પગલાં કદી કદી જોવામાં આવે છે શ્રીરંગમના મંદિરને ફરતા સાત કોટ છે. દરેક કોટને ગોપુરમ્ છે. મંદિરમાં એક અશ્વમંડપ છે. તેમાં ઘોડા પર બેઠેલો સવાર પશુને ભાલાથી હણી રહ્યો છે તેનું સુંદર શિલ્પ છે. આ મંદિર નવમી સદીનું છે.

જંબુકેશ્વરનું મંદિર એનાથી પ્રાચીન છે. એની કથા એવી છે કે જંગલમાં જાંબુડાના ઝાડ હેઠળ એક શિવલિંગ હતું. એક કરોળિયો ને હાથી એની ભક્તિ કરતા. પછી અહીં મંદિર બંધાયું. એ જાંબુનું ઝાડ હજી પણ ત્યાં ગર્ભાગારમાં ઊભું છે, અને તેના પરથી રોજ એક જાંબુ ઊતરે છે એમ કહેવાય છે. આ લિંગ સ્વયંભૂ છે. ગર્ભાગારમાં લિંગને ફરતું કાયમ પાણી રહે છે. કાવેરીનું એક ઝરણું ત્યાં ફુટે છે એમ કહે છે. શ્રીરંગમથી ત્રિચી જતાં રસ્તામાં ૧૧૦૦ ફુટ લાંબો ને ૬૦ ફુટ પહોળો એવો નદી પર એક બંધ આવે છે. તે હજાર વર્ષ પહેલાંના એક રાજાએ બંધાવેલો છે ને હજી ટકી રહ્યો છે. કાવેરીના પાણીને રોકી તે ખેતીને બચાવે છે.

ત્રિચીમાં બીજું જોવા લાયક રોક-ટેમ્પલ (ખડક મંદિર) છે. આ ખડક શહેરની વચમાં છે. તે ૨૭૩ ફૂટ ઊંચો છે.

મંદિર આખું ખડકની અંદર કોતરી કાઢેલું છે. ખડકમાં ગણપતિ અને શિવનાં મંદિરો છે. ખડકની બાજુમાં મોટું સરોવર છે.

## મદુરા

મદુરાને 'ઉત્સવોની નગરી' કહે છે. અહીં લગભગ રોજ ઉત્સવ હોય છે. દ્રાવિડી અને તામિલ સંસ્કૃતિનું એ કેન્દ્ર છે. ગગનચુંબી ગોપુરમ્ વાળાં મંદિરો, ડાંગરનાં લીલાંછમ ખેતરો અને તાડ–ખજૂરીનાં ઊંચાં વૃક્ષો એ આ પ્રદેશની વિશિષ્ટતા છે. બે હજાર વર્ષ પહેલાં મદુરાનો વેપાર યુરોપનાં ગ્રીસ અને રોમની સાથે ચાલતો હતો તેવું પ્રાચીન ગ્રંથોમાં લખેલું છે. જેવું ગુજરાતમાં અમદાવાદ તેવું દક્ષિણ ભારતમાં મદુરા વ્યાપારનું મોટું મથક છે, અને તેને ખીલવવામાં ગુજરાતીઓનો ઘણો ફાળો છે. મદુરાની પ્રખ્યાત રેશમી સાડીઓ વણનારાઓ મૂળ સૌરાષ્ટ્રમાંથી આવેલા. તેઓ આજે પણ પોતાને 'સૌરાષ્ટ્રી' તરીકે ઓળખાવે છે, પણ સૌરાષ્ટ્ર શું તેની તેમને ખબર નથી.

છે. તેને નવ માળ ઊંચાં એકવીસ તો ગગનચુંબી ગોપુરમ્ છે. એક ગોપુરમ્ ૧૫૨ ફૂટ ઊંચું છે. મંદિરમાં મીનાક્ષી દેવીની મૂર્તિ છે. તેનાં દર્શન કરવા જતાં પુરુષોએ માત્ર ધોતિયાભેર જ જવું પડે છે. સામે શિવ–સુન્દરેશ્વરની મૂર્તિ છે. દર વર્ષે મીનાક્ષી–સુન્દરેશ્વરનાં લગ્ન ખૂબ ધામધૂમથી ઉજવાય છે. એ લગ્ન–મુહૂર્તે ઘણાં યુગલો અહીં મંદિરમાં જ પરણે છે. મીનાક્ષી–સુન્દરેશ્વર હાજરા હજૂર દેવતા છે. ઘણાંઓને એમણે પ્રત્યક્ષ દર્શન દીધાની વાતો ચાલે છે. અહીં ધર્મ અને શ્રદ્ધા બંને જીવતાં છે.

સુન્દરેશ્વરની સામેનો નંદી–મંડપ અપૂર્વ કલાકારીગરીથી સમૃદ્ધ છે. મીનાક્ષી–સુન્દરેશ્વરનો હસ્તમેળાપ કરાવતા વિષ્ણુનું શિલ્પ એટલું સુંદર છે કે એના પર આંખો ઠરી જ રહે. એવી જ નટરાજ શિવની, અર્ધનારીશ્વરની, વીરભદ્રની, મહાકાલિની અને બીજી મૂર્તિઓ છે. નૃત્ય કરતાં કરતાં શિવના કાનમાંથી કુંડળ પડી ગયું, ત્યારે પાર્વતીએ કહ્યું: 'નટરાજ, હાથનો ઉપયોગ કર્યા વગર એ પાછું પહેરી લો તો તમે ખરા!' અને શિવે પગના અંગૂઠા વડે કુંડળને ઉપાડી પાછું કાનમાં ચડાવી દીધું! તે પ્રસંગનું અહીં સુંદર શિલ્પ છે. સાધારણ રીતે ભગવાન નટરાજ (શિવ) ડાબા ચરણથી નૃત્ય કરે છે, પણ અહીં જમણા પગે નૃત્ય કરે છે.

અહીં હજાર થાંભલાનો મંડપ છે. એને નટરાજનું સભાગૃહ કહે છે. તેમાં કવિઓની પરિષદો ભરાતી. મંદિરની અંદર વિશાળ પદ્મ–સરોવર પણ છે. મંદિરની બહાર રસ્તાની

સામી બાજુએ આવેલો, ૩૩૩ ફુટ લાંબો અને ૧૦૫ ફુટ પહોળો 'વસંત-મંડપ' ખાસ જોવા જેવો છે. તેનું શિલ્પ પણ એટલું જ ભવ્ય છે. મીનાક્ષી-સુન્દરેશ્વરનાં લગ્ન આ મંડપમાં થાય છે.

મંદિરના ચોગાનમાં સંગીતના થાંભલા છે. એક જ પથ્થરમાંથી કોતરી કાઢેલા આ થાંભલા પર ટકોરા કરતાં તેમાંથી સરગમના સૂરો નીકળે છે—જાણે જલતરંગ જોઈ લો!

આપણા દેશમાં સાર્વજનિક કામ માટે શ્રમનો કેવો મહિમા હતો તેનું એક સુંદર શિલ્પ મીનાક્ષીના મંદિરની દિવાલ પર કોતરેલું છે. વાંઇગે નામે નદી પર બંધ બાંધેલો હતો. તે એકવાર તૂટી ગયો. ગામનાં તમામ સ્ત્રી-પુરુષો તે ફરી બાંધવાના કામે લાગ્યાં, પણ એક ડોશીથી અતિ વૃદ્ધાવસ્થાના કારણે તેમાં ભાગ લેવાયો નહિ. તે સુન્દરેશ્વરના મંદિરમાં જઇને રડી કે દેવ, મારે દીકરો નથી, હું મારા વતી ગામનું કામ કરવા કોને મોકલું? ત્યારે દેવ કહે કે હું તારો દીકરો! હું તારી વતી જઈશ. અને દેવ કોદાળી પાવડો લઈ શ્રમયજ્ઞ કરવા ગયા! સાથે પાર્વતીદેવી પણ ગયાં. આવો હતો શ્રમયજ્ઞનો મહિમા—દેવોને પણ તેમાં ભાગ લેવાનું મન થઈ જતું!

## કન્યાકુમારી

નાના હતા ત્યારે ભૂગોળની ચોપડીઓમાં ગોખેલું કે ધરતીની અણી દરિયામાં ધસી જાય તેનું નામ ભૂશિર અને

કન્યાકુમારીની ભૂશિર આગળ ત્રણ દરિયા ભેગા થાય છે. તે આજે નજરે જોયું. હિંદનો હજાર હજાર માઇલ લાંબો પૂર્વ કિનારો તથા પશ્ચિમ કિનારો બંને અહીં ભેગા થાય છે, અને તે ભૂમિને ત્રણ બાજુથી ત્રણ સાગરો ભેટે છે. જમણી બાજુએ અરબી સમુદ્ર, ડાબી બાજુએ બંગાળી ઉપસાગર અને સામે હિંદી મહાસાગર! ત્રણેનાં જળ ભારત માતાના ચરણને ધોઇ રહ્યાં હતાં! દશ્ય અદ્ભુત હતું. બંગાળનો ઉપસાગર શાંત હતો, પણ અરબી સમુદ્ર ગાજતો હતો અને હિંદી મહાસાગર તો સામે અફાટ વિસ્તરેલો હતો— આઠ હજાર માઇલ સુધી, છેક દક્ષિણ ધ્રુવ સુધી!

સામે દરિયામાં એક ઊંચો ખડક છે. એનું નામ વિવેકાનંદ ખડક. સ્વામી વિવેકાનંદ દરિયો તરીને ત્યાં જઈ ધ્યાનમાં બેઠેલા. ત્યાં તેમને ભારત માતાનું દર્શન થયું; દરિદ્રોમાં નારાયણનાં દર્શન થયાં! ત્યાંથી ઊઠી કન્યાકુમારીના મંદિરમાં જઇ સાષ્ટાંગ પ્રણામ કરી તેમણે ભારત માતાની જીવનભર સેવા કરવાનો સંકલ્પ લીધો. કલકત્તાનો બેલુડ મઠ અને તેના સંન્યાસીઓ સ્વામી વિવેકાનંદના એ સંકલ્પને હજી પાળી રહ્યા છે. ભારત માતાના પગના અંગૂઠા જેવા એ ખડકને અમે ભાવથી પ્રણામ કર્યાં.

મહાત્મા ગાંધીજીનાં અસ્થિ અહીં સાગરમાં પધરાવવામાં આવ્યાં હતાં. તેની સ્મૃતિ રૂપે 'ગાંધી સ્મૃતિ–મંદિર' નામે સુંદર ઈમારત અહીં ઊભેલી છે.

દેવી કન્યાકુમારીનું નામ પણ મનમાં કેવા ભાવ પેદા

કરે છે! અંધારા ગર્ભાગારમાં દીવાઓ ઝળહળે છે અને એ દીવાઓના પ્રકાશમાં હિમ જેવા ધોળા આરસની દેવીની પ્રતિમા પર આંખો સ્થિર થઈ રહે છે. દેવીનાં દર્શન કરવા જવા માટે અહીં પુરૂષોએ અંગવસ્ત્રો ઉતારવાં પડે છે.

આબુ કે મહાબળેશ્વરના પહાડ પરથી સૂર્યોદય જોવાનો જેમ લહાવો છે તેમ અહીં કન્યાકુમારીમાં પણ છે. સૂર્યોદય જોવા માટે તીનેવેલીથી રાતના ત્રણ વાગે મોટરો ઉપાડવી પડી હતી. જળમાંથી કમલની ડાંડલી ફૂટતી હોય તેમ સાગરના ક્ષિતિજમાંથી લાલ સ્થંભ ઊંચો થયો, ને સુવર્ણ મુકુટ જેવો સૂર્ય ઊગ્યો!

અમે સ્નાન માટે દરિયા તરફ આગળ વધતા હતા, ત્યાં એક આઠ નવ વર્ષના છોકરાએ અમારો પીછો પકડયો. તે શુદ્ધ ગુજરાતીમાં બોલતો હતોઃ 'લો શેઠ, કન્યાકુમારીની ગુજરાતી ચોપડી! બહુ સુંદર છે, ફોટાવાળી છે!' એને ગુજ-રાતીમાં બોલતો જોઇ હું ચોંકયો. જોયું તો એ પોતે ગુજરાતી નહોતો, પણ અહીંના જ વતની કોઈ બ્રાહ્મણનો છોકરો હતો! ગુજરાતી યજમાનોને ઓળખી જઈ એ ગુજરાતીમાં બોલતો હતો! કયાં કન્યાકુમારી અને કયાં ગુજરાતી ભાષા! ભાર-તીય ધર્મ-સંસ્કૃતિએ દેશની એકતાનાં મૂળ કેટલાં ઊંડાં નાખ્યાં છે તેનું આ ઉદાહરણ હતું.



## ધનુષ્કોડી-રામેશ્વર

આજે રામનવમી હતી. રામનવમી રામેશ્વરમાં જ કરવી એવો અમારો સંકલ્પ હતો, અને તે પ્રમાણે જ પ્રવાસકાર્યક્રમ ગોઠવ્યો હતો. તે બરાબર પાર પડયો. ધનુષ્કોડી અને રામેશ્વર ત્રિકોણાકાર બેટ પર આવેલાં છે. એ બેટ અને હિંદની મુખ્ય ભૂમિ વચ્ચે પામવનની ખાડી છે. એ ખાડી પર પુલ બાંધેલો છે. એ પુલ પરથી ટ્રેઈન જતી હોય અને ખાડીમાં ભરતી આવેલી હોય ત્યારે રોમાંચકારી દૃશ્ય ખડું થાય છે— જાણે સામસામા બે સાગરોનાં પાણી અથડાય છે ને એની ઉપર થઈને દરિયાની છાતી પર બાંધેલા પુલ પર ટ્રેઈન ચાલે છે! સવા માઈલ લાંબો એ પુલ ઓળંગ્યા પછી પણ દૂર સુધી બે બાજુ બે સાગરનાં પાણીની વચ્ચે પુલ જેવા સાંકડા રેતીના રસ્તે ટ્રેઈન ચાલે છે. ખાડીમાં સ્ટીમરો પસાર થવાની હોય ત્યારે આ પુલ વચ્ચેથી બારણાંની પેઠે ઊઘડે છે.

ધનુષ્કોડીમાં રત્નાકર અને મહોદધિ બે સાગરોનો સંગમ થાય છે. એ સંગમના સ્નાનનો અને નાગપૂજાનો અહીં મહિમા છે. અહીં મંદિર જેવું કશું નથી. દરિયામાં સ્નાન કરો, નાગની પૂજા કરો ને બ્રાહ્મણને ચાંદી કે સોનાના ધનુષનું દાન કરો! બ્રાહ્મણ બધું તૈયાર જ રાખે છે, એની ચીજ ખરીદી એને જ દાનમાં આપવાની!

સામે જ લંકાનો કિનારો છે. માત્ર ૨૧ માઈલનું અંતર. તેમાંયે સાત માઈલ સુધી તો ખડકની હાર છે. એને આદમનો પુલ કહે છે. અંગ્રેજોએ એ પુલ પર થઈને દરિયાને બાંધી

ઠેઠ સિલોન સુધી રેલવે લઇ જવાની યોજના ઘડી હતી. રામે અહીં ધનુષ્કોડી આગળ ઊભા રહી સમુદ્રને હરાવેલો! પહેલાં ત્રણ રાત એને રીઝવવા પ્રયત્ન કર્યો, પણ સમુદ્ર રિઝાયો નહિ. ત્યારે રામ કહેઃ સંતોના ગુણો નિર્ગુણોની આગળ નહિ ચાલે. ત્યાં તો બળનો પરચો દેખાડવો પડશે! પછી એમણે ચડાવ્યું બ્રહ્માસ્ત્ર અને સમુદ્ર ભયભીત બની શરણે આવ્યો. તેણે પુલ બાંધવાની સગવડ કરી આપી. પછી રામે પુલ બાંધ્યો ને લંકા પર ચઢાઇ કરી રામની છાવણી અહીં પડી હશે ત્યારે આ સ્થળ કેવું શોભી રહ્યું હશે તેની જરી કલ્પના કરો જોઉં!

રાવણને મારી રામ પાછા ભારતની ધરતી પર આવ્યા. પણ રાવણ બ્રાહ્મણ હતો, તેથી રામને બ્રહ્મહત્યા લાગી! તેનું નિવારણ કરવા તેમણે અહીં રેતીમાંથી શિવલિંગ બનાવી તેની પ્રતિષ્ઠા કરી. એ આ રામેશ્વર. રામેશ્વર ભગવાન પર ગંગાજળ ચઢાવવાનો મહિમા પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. ભક્તો ગંગોત્રીથી ગંગાજળ લાવીને અહીં ચડાવે છે, પણ બધાથી એ ન બને. તેથી અહીં મંદિરમાં જ ગંગાજળ મળી રહે તેવી વ્યવસ્થા કરેલી છે.

રામેશ્વરનું મંદિર મદુરા જેવું વિશાળ છે. લંકાના રાજાએ એ બંધાવેલું કહેવાય છે. એને બાંધતાં ૩૫૦ વર્ષ લાગ્યાં હતાં. દ્રાવિડી શિલ્પકલાનો ઉત્તમોત્તમ નમૂનો આ મંદિર છે. એના ગર્ભાગારના શિખર પરનું શિલ્પ અપ્રતીમ છે—દક્ષિણના બીજા કોઇ મંદિરમાં એવું શિખર નથી. ગર્ભા-



કન્યાકુમારી



તિરૂપતિ બાલાજી
શ્રી વેંકટેશ્વર



પામવનની ખાડી પર બાંધેલો પુલ : સ્ટીમરો પસાર થવાની હોય ત્યારે આ પુલ વચ્ચેથી બારણાંની પેઠે ઊઘડે છે ને સ્ટીમરોને રસ્તો આપે છે.





રૉક ટેમ્પલનું શિવલિંગ
તિરૂચિરાપલ્લી



શેષશાયી ભગવાન શ્રી રંગજી
શ્રીરંગમ—તિરૂચિરાપલ્લી

પૂજારીના હાથમાંથી પ્રસાદ ખાતાં પક્ષીઓ: વેદગિરિ—પક્ષીતીર્થ



સંગીતના થાંભલા મદુરા



રંગીન ફુવારાઓનું સ્વર્ગ : વૃંદાવન બાગ : મૈસૂર



રંગીન ફુવારાઓનું સ્વર્ગ : વૃંદાવનબાગ : મૈસૂર



મદુરા

મીનાક્ષી–સુન્દરેશ્વરનાં લગ્ન કરાવતા ભગવાન વિષ્ણુ
મદુરા—મંદિરનું અનુપમ શિલ્પ



ક્ષિપ્રાનદી પર રામઘાટ—ઉજ્જૈન



રથાકારનું સૂર્યમંદિર—કોનારક [પુરી]



કાવેરી નદી પર જલબંધ : મૈસૂર



ચામુંડી ટેકરી પરનો વિરાટ નંદી : મૈસૂર

ગારની ચાર દિશાએ વીસ ફૂટ પહોળા રસ્તાની બે બાજુએ અગણિત (હજાર) થાંભલાઓની હારોની હારો ચાલી જાય છે—કુલ ૪૦૦૦ ફૂટ લાંબી એ હારો બહુ ભવ્ય લાગે છે!

અહીં ધમાલ નથી, કોલાહલ નથી; કેવળ શાંતિ છે.

ભગવાનની સામે બેઠેલો વિશાળકાય નંદી જોઈ ઘડીભર દંગ થઈ જવાય છે.

મંદિરની પાછળ જ દરિયો છે. તેમાં સ્નાન કરવાની મજા આવે તેવું છે. વળી કહે છે કે ખુદ મંદિરમાં જ ભારતનાં ચોવીસે તીર્થો કુંડરૂપે, કૂપરૂપે કે નાનાં ટાંકાંરૂપે વસેલાં છે. ભાવિકો એ ચોવીસે તીર્થોમાંથી જળ ખેંચી સ્નાન કરે છે કે માથે ચડાવે છે.

દોઢેક માઈલ દૂર રેતીના એક ઊંચા ઢોળાવની ટોચે 'રામઝરૂખો' છે. તે એક પ્રાચીન મકાન છે.

રામેશ્વરમાં શંખ અને કોડાનો ધમધોકાર વેપાર ચાલે છે. કોડા પર રામપંચાયતન કે રામેશ્વરમંદિરનું ચિત્ર ચીતરી સાથે તમારું નામ કે સુવચન લખી આપે અને તમે ઘેર તમારા સ્નેહીને એ ભેટ આપો! લગભગ તમામ પ્રવાસીઓએ આવા સંખ્યાબંધ કોડા લીધા હતા.

## બેન્ગલોર

તા. ૨૬મીએ ત્રિચી પહોંચી મદ્રાસથી લીધેલી મીટરગેજની નાની ગાડી અમે છોડી દીધી. મદ્રાસમાં છોડેલી અમારી અસલ ટ્રેઈન અહીં આવી પહોંચી હતી. તેમાં ફરી સવાર

થઇ અમે તા. ૨૭મીએ બેન્ગલોર પહોંચ્યા બેન્ગલોર અને મૈસૂર એ કર્ણાટકી સંસ્કૃતિનાં મુખ્ય કેન્દ્રો છે. ત્યાંની ભાષા કન્નડ છે. બેન્ગલોર કર્ણાટક રાજ્યની રાજધાની છે, અને હવાખાવાનું સુંદર સ્થળ ગણાય છે. ૨૭ ચોરસ માઇલના ઘેરાવામાં એ શહેર વસેલું છે. ચાર દિશાએ ચાર ટેકરીઓ પર ચાર ચોકી–મિનારા ટિપુ સુલતાનના બનાવેલા છે. આખું શહેર છતા વાટકાના આકારનું છે. એક છેડેથી જોતાં બીજો છેડો ને વચ્ચેનો તમામ ભાગ દેખાય. ઊનની શેતરંજીઓ બનાવવાનો ગૃહઉદ્યોગ અહીં ધમધોકાર ચાલે છે. લાલબાગ અને કબનપાર્ક એ અહીંની જોવાલાયક જગાઓ છે—આ બાગોની યોજના હૈદર અલીએ કરેલી, અને ટિપુ સુલતાન ત્યાં દર વર્ષે ફૂલનો મેળો ભરતો. હજી પણ ત્યાં ફૂલ–મેળો ભરાય છે.

## મૈસૂર

મૈસૂરની ગણના હિંદનાં જોવાલાયક શહેરોમાં થાય છે. તેમાંયે તેની ચામુંડી ટેકરી તો સવારે, બપોરે, સાંજે કે રાતે જ્યારે જુઓ ત્યારે રમણીય લાગે છે. ત્યાં મૈસૂરના રાજવીઓની કુળદેવી ચામુંડી માતાનું મંદિર છે. આ માતાની કૃપાથી રાજાના પૂર્વજોને મૈસૂરનું રાજ્ય મળ્યું હતું. ટેકરી પર ચડવાનો સુંદર પાકો રસ્તો છે. મંદિરની હદમાં દાખલ થતાં રસ્તામાં મહિષાસુરની પ્રચંડ મૂર્તિ ઊભેલી છે. એવા મહિષાસુરને હણનારી ચામુંડીનો પ્રતાપ કેવો હશે એની તે પરથી કલ્પના આવે છે. ટેકરીની કેડમાં એક જગાએ ખડકમાંથી

કોતરી કાઢેલો વિશાટ નંદી બેઠેલો છે. રામેશ્વરના નંદી કરતાં એ ભવ્ય છે. અહીંથી મૈસુર શહેરનો દેખાવ બહુ સુંદર લાગે છે. સાંજનું અંધારું ઊતરતું હતું ને શહેર દીવડાઓથી ઝગમગતું હતું. મૈસુરની શોભા રાત્રિએ છે એમ કહેવાય છે તે ખોટું નથી.

મૈસુરનો 'વૃંદાવન બાગ' એના રંગબેરંગી ફુવારાઓ માટે વિશ્વમાં વિખ્યાત છે. કાવેરી નદી પર પોણા બે માઈલ લાંબો બંધ બાંધી પાણીને રોકવામાં આવ્યું છે. તે જલાગારનું નામ કૃષ્ણરાજ સાગર. આ બંધની દીવાલની નીચે નદીના બેય કિનારાની ઢળતી જમીનમાંથી વિશાળ પગથારો રચી કાઢી તે પર અતિ મનોહર બાગ બનાવ્યો છે—એમાં વિધવિધ ધોધ અને ફુવારાઓની ગોઠવણો કરેલી છે. આ ફુવારાઓમાં રંગબેરંગી પ્રકાશ રેડવામાં આવે છે ત્યારે જાણે એ ભૂમિ પર સ્વર્ગ ખડું થઈ જાય છે. આ ફુવારાઓ પણ કેવા ? કેટલાક સામ સામેથી ધસીને કમાનો રચે છે, તો કેટલાક એક પર બીજી ને ત્રીજી કમાન રચે છે. કોઈ સીધા સોટીની માફક ઊંચે ચઢે છે તો કેટલાક પોતાની ધારાઓને ઊંચે એક કેન્દ્ર તરફ ફેંકી ગોળ મંડપ બનાવે છે. અસંખ્ય જાતના રંગો એ ફુવારાઓની ધારાઓમાં સંતાકુકડી રમે છે, ઘડીમાં લાલ, તો ઘડીમાં લીલા, તો ઘડીમાં પીળા! અને બગીચાનાં વિવિધરંગી ફૂલો ફ્લેશ લાઈટથી જાણે સજીવ બની ગયાં હોય એવાં દેખાય છે.

બાગમાં બંધની ભીંત આગળ એક જગાએ કાવેરી

માતાની સુંદર મૂર્તિ મૂકવામાં આવી છે. તેના હાથમાં કળશ છે અને તેમાંથી નાનકડી ધારા રૂપે જળ વહે છે. ઘણાએએ ભાવથી કાવેરીનું એ કૃપાજળ પીધું.

બાગની ઊંચી પગથી પર એક મંડપમાં મૈસુરના એક વખતના દીવાન વિશ્વવિખ્યાત શ્રી વિશ્વેશ્વરૈયાની પ્રતિમા મૂકવામાં આવી છે. શ્રી વિશ્વેશ્વરૈયા ભારતના એક અજબ પુરુષ—અજબ ભેજું ગણાય છે. હમણાં આપણા દેશે તેમની છબીવાળી ટપાલની ટિકિટો બહાર પાડી તેમની જન્મ શતાબ્દી ઊજવી. હજી તેઓ હયાત છે. તેમના અવસાન પછી જો તેમનું મગજ તપાસ માટે મળે તો તેના એક લાખ રૂપિયા આપવાની અમેરિકાએ ક્યારની ઑફર મૂકેલી છે! આવું ચમત્કારીક ભેજું ગણાય છે તેમનું!

## તીરુપતિ બાલાજી

મૈસુરથી બીજી સવારે બૅન્ગલોર આવી, ફરી અમારી પેલી મોટી ગાડીમાં સવાર થઈ અમે લાંબી સફર કરી તા. ૩૦ મી એ વહેલી સવારે રેણીગુંટા પહોંચ્યા. ત્યાંથી નાની ટ્રેઈનમાં સવાર થઈ તીરુપતિ ઇસ્ટ સ્ટેશને ઊતર્યા. સમુદ્રની સપાટીથી ત્રણ હજાર ફૂટ ઊંચી, સાત માઇલ જેટલી લાંબી ટેકરી પર ભગવાન વ્યંકટેશ્વર અથવા તીરૂપતિ બાલાજી બિરાજેલા છે. ટેકરીનો આકાર સર્પાકાર છે, તેથી તેને શેષાદ્રિ કહે છે. શેષની સાત ફણાઓ જેવાં તેનાં સાત શિખરો પણ છે અને સાતેનાં જુદાં જુદાં નામ છે.

એમાંના એક અંજનાદ્રિ શિખર પર હનૂમાનજીનાં માતા અંજનાએ તપસ્યા કરી હતી, ને ત્યાં હનૂમાનનો જન્મ થયો હતો. રાવણને માર્યા પછી શ્રીરામ હનૂમાનની સાથે એકવાર અંજનાને દર્શન દેવા અહીં પધાર્યા હતા. શેષની એ સાત ફણાઓની નીચે ભગવાન વિષ્ણુ બિરાજેલા છે. દક્ષિણ ભારતનાં તીર્થોની યાત્રા કર્યા પછી બાલાજીનાં દર્શન કરવાનો નિયમ છે.

રાજા પરીક્ષિતે પોતે આ મંદિર બંધાવેલું છે એવી માન્યતા છે. તીરુપતિ ઇસ્ટથી છેક બાલાજીના મંદિર સુધી પહાડ પર બાર માઇલનો રસ્તો ચઢીને મોટરબસો જાય છે. મંદિર તરફથી જ બસોનો વ્યવસ્થા છે, કારણકે પહાડ પરનો આખો રસ્તો મંદિરે બનાવેલો છે અને પહાડની માલિકી પણ મંદિરની છે. મંદિર તરફથી અહીં કોલેજો, દવાખાનાં, ઉદ્યોગ-મંદિરો, અનાથાશ્રમો, વગેરે પણ ચાલે છે. યાત્રીઓએ અહીં બસ માટે હારબંધ ઊભા રહેવું પડે છે ને વારા પ્રમાણે બસોમાં બેસવું પડે છે. રોજના દશ હજાર માણસોને આવી રીતે બસોમાં લઇ જવાય લવાય છે. મંદિરમાં દર્શન કરવા જવા માટે પણ આમ જ હારબંધ ઊભા રહેવું પડે છે—મંદિરમાં એક માઇલ જેટલી લાંબી લાઈન થાય છે ને વારા ફરતી બધા દર્શન કરી શકે છે. આવી વ્યવસ્થા ન હોય તો ત્યાં રોજ માણસો કચડાઇ મરે એટલી ભીડ થાય છે. દર્શન કરીને નીકળનાર દરેકને એક માણસ હાથમાં પાંદડું આપે છે ને બીજો માણસ એ પાંદડામાં પ્રસાદ આપે છે. પ્રસાદ પણ સારી પેઠે—ઊભા રહેવાનો

થાક ઉતારે એટલો! આ પ્રસંગને શ્રીપાદરેણુ કહે છે.

આ મંદિર ભારતનાં ધનાઢ્યમાં ધનાઢ્ય મંદિરોમાં ગણાય છે. તેના માત્ર કલશ નહિ, પણ શિખરોનાં શિખરો સોને મઢયાં છે. આખું સોનાનું જ મંદિર જોઈ લો! ઠાકોરજી માટે વપરાતા પાણીની કુંડને પણ સોને મઢેલી છે. ભકતો રોજ ધનના ઢગલા બાલાજીના ચરણમાં ઠાલવે છે. બાલાજી એ શંખચક્રધારી વિષ્ણુનું જ સ્વરૂપ છે. કહે છે કે તીરુપતિ, શ્રીરંગમ્, બદ્રીનારાયણ, કાશી આ સ્થળોએ પરમાત્મા સ્વયંવ્યકત એટલે કે સાક્ષાત છે. એટલે આ સ્થળનો મહિમા અપાર છે. કહે છે કે પહેલાં બાલાજીની મૂર્તિના હાથમાં શંખચક્ર હતાં નહિ. તેથી એકવાર વિવાદ જાગ્યો કે આ દેવ તે શિવ કે વિષ્ણુ? એવું ઠર્યું કે બંને દેવોનાં આયુધો મૂર્તિ સમક્ષ મૂકવાં ને બારણાં બંધ કરવાં, સવારે દેવે જે આંયુધો ધારણ કર્યાં હોય તે દેવની તે મૂર્તિ સમજવી! અને સવારે મૂર્તિએ શંખચક્ર ધારણ કરેલાં દેખાયાં! ભક્તો આમાં આચાર્ય શ્રી રામાનુજમનો પ્રતાપ માને છે. રામાનુજમ નાગનું રૂપ લઈ પાણીની મોરીમાં થઇ ગર્ભગૃહમાં ગયા અને તેમની પ્રાર્થનાથી દેવે શંખચક્ર ધારણ કર્યાં એમ કહે છે.

બીજી એક દંતકથા એવી છે કે એકવાર ભગવાન વિષ્ણુ વૈકુંઠમાંથી પૃથ્વી પર પધાર્યા તેમણે આ પહાડ પર હાલ જ્યાં મંદિર છે ત્યાં એક રાફડો હતો તેની નીચે જગા પસંદ કરી. તેમની સેવા કરવા બ્રહ્માજીએ ગાયનું રૂપ લીધું ને શિવજી વાછડી બન્યા. આ ગાય રોજ આવી આ રાફડા

પર પોતાનું દૂધ ઠાલવતી. એક દિવસ ભરવાડ એ જોઈ ગુસ્સે થયો ને તેણે ગાયને મારવા કુહાડી ઉગામી. તરત ભગવાન પ્રગટ થઈ ગાયને બચાવવા વચમાં પડ્યા, કુહાડીનો ઘા તેમના માથા પર પડ્યો ને લોહી નીકળ્યું. આ ઘાના કારણે આજે બાલાજીને કપાળમાં કપૂર વાટીને તેનો ધોળી અરચા કરવામાં આવે છે—વચમાં કસ્તૂરીનું તિલક કરાય છે.

મંદિરના ચોકમાં વિજયનગરના રાજા કૃષ્ણદેવરાય અને તેની બે રાણીઓની પૂરા માનવ કદની ધાતુની પ્રતિમાઓ છે. રાજાની હયાતીમાં એના શરીરનો આધાર લઈને જ એ મૂર્તિ રચાઈ છે. મંદિરની ભીંતો પર રાજાના ઘણા શિલાલેખો છે.

આ પ્રદેશના લોકો તીરુપતિ આવી માથું મુંડાવવાની બાધા રાખે છે. જુવાન પરિણીત સ્ત્રીઓ પણ પતિની સાથે માથું મુંડાવી દેવની સામે લાંબી થઈને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે. પોતાની વહાલામાં વહાલી ચીજ પ્રભુને અર્પણ કરવાની આની પાછળ ભાવના છે. સ્ત્રીને વહાલામાં વહાલો એનો કેશ-કલાપ, અને તે અહીં પ્રભુને સમર્પાય છે. આવી માથું મુંડાવેલી બાળાઓ ને યુવતીઓનાં ટોળાં ને ટોળાં તમને અહીં જોવા મળશે. ભારતમાં બીજે ક્યાંય તમને એ દર્શન નહિ થાય.

## વિજયવાડા

કૃષ્ણા નદીના બેય કાંઠે ઊંચી ટેકરીઓની તળેટીમાં વસેલું આ શહેર રળિયામણું છે. એ વેપારનું મોટું ધામ પણ

છે. અહીંનાં લાકડાનાં રમકડાં પ્રખ્યાત છે. વિજયવાડાથી વિસાખાપત્તનમ્ જતાં રસ્તામાં ગોદાવરી નદી જ્યાં સાગરને મળે છે તે પ્રદેશ એટલે કે ગોદાવરીનો મુખપ્રદેશ આવે છે. એનો દેખાવ ખૂબ જ સુંદર છે. પોણા બે માઈલ લાંબો તો એના પર રેલવેનો પુલ છે!

## વિસાખાપત્તનમ્

ભારતનું એક માત્ર વહાણો બાંધવાનું કારખાનું અહીં છે. વોલ્ટેર સ્ટેશનથી તે માત્ર ૧ માઈલ થાય. રેલવેએ વિસાખાપત્તનમ્નો અમારો કાર્યક્રમ મંજૂર કરેલો, તેવો લેખિત જવાબ પણ આપેલો અને અહીં વોલ્ટેર આવ્યા પછી ટ્રેઈન વિસાખાપત્તનમ્ જાય છે એવું કહી રેલવેવાળા અમારી ટ્રેઈનને છ માઈલ દૂર સિંહાચલમ્ લઈ ગયા, અને ત્યાં ટ્રેઈનને છોડી ડ્રાઈવર એન્જિન લઈને પાછો ભાગી ગયો! સિંહાચલનો સ્ટેશન માસ્તર કેવળ લાચારી દેખાડવા લાગ્યો. અમારા વિરોધો, તાર ટેલિફોનો નિષ્ફળ ગયા. છેક રાતે નવ વાગે અહીંથી ટ્રેઈન ઊપડી—જગન્નાથપુરી જવા! વિસાખાપત્તનમ્ અદ્ધર રહ્યું. ત્યાં ગોદી જોવાની ને બીજી ગોઠવણો કરી રાખેલી તે નકામી ગઈ; રળિયામણું વોલ્ટેર શહેર પણ ન જોવાયું! કારણ કે સિંહાચલથી ક્યાંયે જવા માટે વાહનો જ મળતાં નહોતાં.

ભારતમાં અનેક સાહસિક પુરુષો થઈ ગયા, તેમાં સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપનીના સ્થાપક શેઠ શ્રી વાલચંદ હીરાચંદ ગૌરવભર્યું સ્થાન ભોગવે છે. તેમના વડવા મૂળ

સાબરકાંઠા જિલ્લાના ભીલોડા તાલુકાના એક નાનકડા ગામમાંથી મુંબઈ જઈ વસેલા. વિશાખાપત્તનમમાં વહાણો બાંધવાની અનુકુળ જગા છે એવું એમણે નકકી કર્યું ને ત્યાં એ સાહસ શરૂ કર્યું. ત્યાં પ્રવેશદ્વાર આગળ જ શ્રી વાલચંદ શેઠની પ્રતિમા બેસાડેલી છે, પણ અમે એ કશું જોવા પામ્યા નહિ. પાછળથી અમે જાણ્યું કે અમારા પહેલાંની અને પછીની સ્પેશિયલ ટ્રેઈનોની પણ અમારા જેવી જ દશા થયેલી!

## જગન્નાથપુરી

પુરી જતાં રસ્તામાં 'સાક્ષીગોપાલ' આવે છે. ટ્રેઈન ઊભી રખાવી અમે ત્યાંના મંદિરમાં દર્શન કરવા ઊતર્યા, પણ મંદિરનું ગર્ભાગાર બંધ હતું. પંડાઓ કહેઃ દક્ષિણા આપો તો હમણાં દ્વાર ઉઘડાવીને દર્શન કરાવીએ. આમ કહી કેટલાકો પાસેથી તેમણે પૈસા પડાવ્યા, પણ એ કેવળ છેતરપીંડી હતી.

ભારતના પૂર્વ કિનારા પર જગન્નાથ પુરીનો સાગર કિનારો હવા ખાવા માટે સર્વોત્તમ છે. અહીંના દરિયામાં નહાવાની મોજ ગણાય છે.

શહેરના રસ્તા સાંકડા છે, પણ જગન્નાથની રથયાત્રા જે રસ્તે જાય છે તે રસ્તો ખૂબ પહોળો છે. શહેરની વચમાં મંદિર છે. નીલગિરી નામે ઊંચી જગાએ એ બંધાયેલું છે. વીસથી પચીસ હજાર માણસો મંદિર પર નભે છે. બૌદ્ધો અને જૈનો પણ દેવ જગન્નાથને ભજે છે. બુદ્ધ ભગવાનનો એક

દાંત લંકા લઇ ગયા તે પહેલાં અહીં રાખવામાં આવ્યો હતો. આ મંદિરમાં નાતજાતનો કે ઊંચાનીચાનો કોઈ ભેદભાવ નથી—અહીં શૂદ્રો ને બ્રાહ્મણો એક પંગતે બેસી ભગવાનનો પ્રસાદ જમે છે. આ પ્રસાદ એટલે ભાત. અહીં બ્રાહ્મણો રાંધતા નથી, પણ શૂદ્રો રાંધે છે.

મંદિરમાં લાકડાની ત્રણ પ્રતિમાઓ છે—જગન્નાથ, તેમના ભાઈ બલભદ્ર અને બહેન સુભદ્રા. સુભદ્રાની મૂર્તિ વચમાં છે. કહે છે કે માળવાના રાજા ઈન્દ્રદ્યુમ્નને પુરીના સાગર કિનારે શ્વેતદ્વીપમાંથી તરતું આવેલું એક દેવવૃક્ષ મળી આવ્યું. તેના લાકડામાંથી મૂર્તિઓ બનાવવાનું કામ તેણે એક વૃદ્ધ શિલ્પીને સોંપ્યું. પણ શિલ્પીએ શરત કરી કે હું મંદિરમાં બેસી મૂર્તિઓ બનાવીશ, પણ મારું કામ પૂરું થાય નહિ ત્યાં સુધી કોઈએ મંદિરનું બારણું ઉઘાડવું નહિ. રાજાએ શરત કબૂલ કરી, પણ થોડા વખત પછી તેની ધીરજ ખૂટી. કારણકે મંદિરની અંદરથી મૂર્તિ ઘડાતી હોવાનો ટચકો પણ સંભળાતો નહોતો. કુતૂહલ-વશ થઇ રાજા મંદિરનાં બારણાં તોડી અંદર પેઠો, પણ જુએ તો ત્યાં કોઈ ન મળે! માત્ર ત્રણ અડધી ઘડેલી મૂર્તિઓ પડી હતી. બે મૂર્તિઓને અડધા હાથ હતા, પણ સુભદ્રાને તો તે યે નહોતા. પછી દેવવાણી થઈ ને રાજાએ એ જ ત્રણ મૂર્તિઓને મંદિરમાં પધરાવી.

આ ત્રણ મૂર્તિઓને રથમાં પધરાવી દર વર્ષે રથયાત્રા કાઢવામાં આવે છે. લાખો માણસો તે વખતે ભેગા થાય છે.

હજારો માણસો એ રથને ખેંચે છે. એ રથ પણ કેવો? ૪૫ ફૂટ ઊંચો, ને ૩૫ ફૂટ લાંબો પહોળો! ૭ ફૂટના વ્યાસવાળાં એને સોળ તો પૈડાં! શ્રીકૃષ્ણ ગોકુળથી રથમાં બેસી મથુરા ગયા તેની યાદમાં આ રથયાત્રા નીકળે છે.

મંદિર આઠસો વર્ષનું જૂનું છે, ઘણું વિશાળ છે અને કલાકારીગરીથી ભરપૂર છે. પૂર્વના દરવાજા પર બે સિંહ બેસાડેલા છે તેથી તેને સિંહદ્વાર કહે છે. તેની સામે ૩૫ ફૂટ ઊંચો એક જ પથ્થરમાંથી કોતરી કાઢેલો અરુણ-સ્તંભ ઊભો છે. ૩૫ માઇલ દૂરના કોનારકના સૂર્યમંદિરમાંથી લાવીને એ સ્તંભ અહીં રોપેલો છે. તે સ્તંભની ગણના ભારતના ઉત્તમ શિલ્પમાં થાય છે.

મંદિરનું આંગણું સાડી છસો ફૂટ લાંબું પહોળું છે, ને મુખ્ય મંદિરની ચારે બાજુ અસંખ્ય મંદિરો ને મૂર્તિઓ છે.

પાંચસો વર્ષ પહેલાં બંગાળમાં ચૈતન્ય નામે એક મહાન સંત થઇ ગયા. તેમને ગૌરાંગ મહાપ્રભુ પણ કહે છે. તેઓ કૃષ્ણના પરમ ભક્ત હતા, ને કૃષ્ણનું નામ દેતાં કે સાંભળતાં એકદમ દેહભાન ભૂલી જતા. તેમણે આખા બંગાળને ભક્તિથી ઘેલું કરી નાખ્યું. પછી તેઓ આવ્યા જગન્નાથપુરીમાં. અહીં એક મધરાતે તેઓ 'કૃષ્ણ કૃષ્ણ' બોલતા દોડ્યા ને બે હાથ લાંબા કરી જાણે કૃષ્ણને ભેટવા જતા હોય તેમ સીધા દરિયાની અંદર ધસી ગયા, ને અદૃશ્ય થઇ ગયા!

શુદ્ધાદ્વૈત વૈષ્ણવ સંપ્રદાયના સ્થાપક મહાન આચાર્ય શ્રી વલ્લભાચાર્યજી પણ જગન્નાથપુરીમાં પધારેલા. અહીં ભગવાને પોતે તેમના સંપ્રદાયનો સાર એક શ્લોકમાં તારવ્યો હતો. તે શ્લોક આ પ્રમાણે છે:

एकं शास्त्रं देवकीपुत्रगीतम् एको देवो देवकीपुत्र एव।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा॥

"શાસ્ત્ર એક જ છે અને તે ભગવદ્‌ગીતા. ઈશ્વર એક જ છે અને તે કૃષ્ણ. મંત્ર પણ એક જ છે અને તે કૃષ્ણનાં નામો. કર્મ પણ એક જ છે અને તે કૃષ્ણની સેવા."

પંજાબના શીખ મહારાજા રણજીતસિંહ જગન્નાથના ભક્ત હતા. મહારાજાની પાસે જગવિખ્યાત કોહિનૂર હીરો હતો. મરતી વખતે મહારાજાએ તે હીરો જગન્નાથજીને ધરવાની ઈચ્છા પ્રગટ કરી હતી, પણ એમના મરણ પછી કોઈએ એ વચન પાળ્યું નહિ, નહિ તો એ હીરો આજે બ્રિટિશ તાજને શોભાવવાને બદલે આ મંદિરમાં હોત!

## કોનારક

અમારામાંથી કેટલાક જગન્નાથપુરીથી ૩૫ માઈલ દૂર દરિયા કિનારે કોનારકનું સૂર્યમંદિર જોવા ગયા હતા. આખું મંદિર રથના આકારનું છે જેને ૨૪ પૈડાં છે અને સાત ઘોડા જોડેલા છે. મંદિરમાં એટલી બધી કલા વેરેલી છે કે એને 'ભારતની એક અજાયબી' ગણવામાં આવે છે. એટલે સુધી કહેવાય છે કે જો અંગ્રેજોએ તાજમહાલ જોયો

તે જ વખતે જો તેમણે આ મંદિર જોયું હોત તો તાજમહાલનો બદલે આ મંદિરને તેઓ દુનિયાની સાત અજાયબીઓમાં ગણાવત. કોનારકના શિલ્પની સાથે અનેક દંતકથાઓ જોડાયેલી છે. સાત ઘોડા એટલે સાત વાર, ચોવીસ પૈડાં એટલે ચોવીસ પખવાડિયાં, પૈડાનાં ૮ આરા તે આઠ પ્રહર. એનો અર્થ એ કે આ કાળરૂપી રથ–મંદિરમાં બિરાજેલા છે સૂર્યદેવ–સૌના જીવનદાતા! કોનારકનાં ઘોડા, હાથી, સિંહ અને નૃત્યકારોનાં શિલ્પ ફરી ફરી જોવાં ગમે તેવાં છે. એના ઘોડાની છબી આપણી ટપાલની એક ટિકિટ પર છપાયેલી છે.

## ભુવનેશ્વર

રેલવે સ્ટેશનથી જમણી બાજુએ નવું ભુવનેશ્વર–ઓડિશા રાજ્યની રાજધાની અને ડાબી બાજુએ જૂનું ભુવનેશ્વર–મંદિરોની નગરી! ત્રીજી સદી સુધી અહીં મંદિરો બંધાયા કર્યાં છે. એના બિંદુસાગર તળાવ ફરતે ૭૦૦૦ મંદિરો હતાં, તેમાંનાં ૫૦૦ તો આજે ઊભાં છે. આ મંદિરોની કલા કલિંગ શૈલીનો શિલ્પકલા કહેવાય છે.

લિંગરાજ મંદિર એ અહીંનું મોટામાં મોટું મંદિર છે. ભારતની હિંદુ શિલ્પકલાનો એ શ્રેષ્ઠ નમૂનો ગણાય છે. મંદિર ૧૪૭ ફૂટ ઊંચું છે, ને ૧૧ મી સદીમાં બંધાયેલું છે. મંદિરના વિમાનની તસુએ તસુ જગા બારીક કોતરકામ વાળી છે. એના એકએક પથ્થર ઉપર અનોખી કલા છે. ઘુમટ ફરતા બાર સિંહ છે અને ટોચના કલશ પર ત્રિશૂળ છે. મંદિર પર રામાયણ મહાભારતના અસંખ્ય પ્રસંગો કોતરેલા છે.

લિંગરાજ મંદિરની 'પત્ર લેખિકા'નું શિલ્પ જગવિખ્યાત છે. આ વિશાળ મંદિરના ચોગાનમાં, પાછળના ભાગમાં પાર્વતીનું મંદિર છે. તેમાં પાર્વતીની ખૂબ જ સુંદર મૂર્તિ છે.

લિંગરાજ મંદિરના કોટની પાછળ ખુલ્લી જમીનમાં પ્રાચીન શિશુપાલ નગરીનાં ખંડેરો હમણાં ખોદી કાઢવામાં આવ્યાં છે.

નજીકમાં 'બિંદુસાગર' છે. ભારતનાં તમામ તીર્થોનાં જળ તેમાં ભરેલાં છે એમ કહેવાય છે. તેની વચમાં અનંત–વાસુદેવનું સુંદર મંદિર છે. ઉપરાંત ભુવનેશ્વરનાં બીજાં જોવાલાયક મંદિરોમાં મુક્તેશ્વર મંદિર અતિ સુંદર છે. એને 'પાષાણમાં ઉતારેલું સ્વપ્ન' કહે છે. તેનાં શિલ્પોમાં હાથી પર બેસી રાક્ષસની સામે યુદ્ધ કરતી કન્યા, શિવને ભિક્ષા આપતી અન્નપૂર્ણા; સાત ફણાવાળા નાગોની છત્રછાયા નીચે ઊભેલી નાગિણીઓ, મૃદંગ બજાવતી કન્યાઓ, ઉપદેશ આપતો તપસ્વી, તથા પંદર ફૂટ ઊંચુ તોરણદ્વાર પ્રખ્યાત છે. બાજુમાં કેદારેશ્વરનું મંદિર છે. તેમાં ૮ ફૂટ ઊંચી હનૂમાનની મૂર્તિ છે, તથા દુર્ગાદેવીની સુંદર પ્રતિમા છે. અંદર કેદાર–ગૌરી કુંડ છે. તેમાં ઝરણું કાયમ વહે છે. તેનું પાણી આરોગ્યદાયક છે એવું દાકતરોએ પરીક્ષા કરીને જાહેર કર્યું છે. પરશુરામેશ્વર અને રાજા–રાણી–મંદિર પણ એવાં જ સુંદર છે—તેમાંયે 'રાજારાણી' મંદિર તો ખાસ.

ભુવનેશ્વરમાં શંખજીરૂના મુલાયમ પથ્થરો પર સુંદર મૂર્તિઓ કોતરવામાં આવે છે. પ્રાણીઓનાં શિંગડાંનાં ત્યાં

સુંદર રમકડાં બને છે તથા વસ્ત્રપટ પર સુંદર ચિત્રકામ કરવામાં આવે છે. ઓડિશાની જ એ વિશિષ્ટતા છે.

## કલકત્તા

ભુવનેશ્વરમાં ફરી રેલવેખાતાએ એની સત્તાનો પરચો દેખાડયો. ભુવનેશ્વરથી ત્રીજી તારીખે સાંજે સાડાસાત વાગે ટ્રેઈન ઉપડવાની હતી, ત્યાં છેલ્લી ઘડીએ સવાસાત વાગે હુકમ આવ્યો કે ટ્રેઇનને ચોથી તારીખે બપોરે ઉપાડવી ! અમારી તારટપાલ ને દોડાદોડી બધી વ્યર્થ ગઈ, કારણ કે હુકમ કલકત્તાનો હતો, અને ર૭ર માઈલ દૂર બેઠેલા કે ઊંઘતા (કારણ કે વખત રાતનો હતો) રેલવઈના એ અમલદારને અમારે સમજાવવો કઈ રીતે ?

એટલે અમારો એક દિવસ નકામો ગયો. પરિણામે કલકત્તામાં ૩ દિવસનો મુકામ હતો, તે બે દિવસનો થઈ ગયો.

હુગલી નદીના કિનારે વસેલું કલકત્તા શહેર મુંબઇ અને મદ્રાસની પેઠે અંગ્રેજોએ વસાવેલું છે. સને ૧૬૯૦ માં ત્યાં 'કાલિકાટ' નામે નાનું ગામડું હતું, પણ બંદરની સુંદર જગા જોઈ વેપારી અંગ્રેજોએ ત્યાં ધામા નાખ્યા અને આજે તો એ ભારતનું પહેલા નંબરનું શહેર છે.

હુગલી નદી પર બાંધેલો હાવડા–પુલ ઇજનેરી વિદ્યાની સફળતાનો એક આશ્ચર્યકારક નમૂનો છે. ૭૧ ફૂટ પહોળો ને ૧૫૦૦ ફૂટ લાંબો એ પુલ વગર થાંભલે પાણીની ઉપર

હવામાં અદ્ધર ઊભો કરેલો છે. તેના પર આઠ વાહનો એક સાથે ચાલી શકે છે જેમાં બે તો ટ્રામના પાટા છે. પગે ચાલીને જનારાઓ માટે પંદર પંદર ફૂટના અલગ રસ્તા છે.

શહેરની સુંદરમાં સુંદર જગા તે ચોરંગી. કલકત્તાનું એ મોટું બજાર છે. અહીં કલકત્તા 'મહેલોની નગરી' લાગે.

બે માઈલ લાંબુ ને એક માઇલ પહોળું કલકત્તાનું મેદાન પણ જોવા જેવું છે. એને નગરનાં 'ફેફસાં'ની ઉપમા અપાય છે તે યથાર્થ છે. મેદાનની દક્ષિણે બંગાળની સુંદરમાં સુંદર ઈમારત—વિકટોરિયા મેમોરિયલ છે. અંગ્રેજોએ એ ઈમારતમાં તાજમહાલની નકલ કરી છે એમ કહે છે. પણ તાજની સુકુમારતા ને ભવ્યતા એમાં નથી. મકાનમાં અંગ્રેજી રાજ્ય-અમલની યાદગીરીઓ—બાવલાં, ચિત્રો, વગેરે છે. ઉપરાંત રાજપુત અને મોગલ સમયનાં ચિત્રો, હસ્તપ્રતો વગેરે પણ છે.

અને કલકત્તાવાળી 'કાલિ' ને તો કેમ જ ભુલાય? શહેરની એ અધિષ્ઠાત્રી દેવી છે. પુરાણ કથા એવી છે કે દક્ષરાજાના યજ્ઞમાં પાર્વતી સતી થયાં ત્યારે ભગવાન શંકરે સતીનું શબ ઊંચકીને અહીં કાલિઘાટ પર તાડવનૃત્ય કર્યું હતું. કાલિની મૂર્તિ ભવ્ય ને વિકરાળ છે. છેક નજીક થઇને અમે તેનાં દર્શન કર્યાં ને તેના લાંબા કરેલા હાથને માથું અડાડયું. અહીંથી ગંગા નદી ઓળંગી સામે પાર સ્વામી વિવેકાનંદે સ્થાપેલ બેલૂરના રામકૃષ્ણ મઠમાં જવાય છે. અમે બસમાં ત્યાં ગયા હતા. હિંદુ ધર્મના પુનરૂદ્ધાર માટે અને ભા

દરિદ્રનારાયણની સેવા માટે સ્વામી વિવેકાનંદે આ મઠની સ્થાપના કરી હતી. આજે ભારતનાં તમામ મોટાં શહેરોમાં અને દરિયાપારના ઘણા દેશોમાં તેની શાખાઓ અને તેના સંન્યાસીઓ છે. અહીં પરમહંસ શ્રી રામકૃષ્ણની, શ્રી વિવેકાનંદની તથા શ્રી શારદામણિ દેવીની સમાધિઓનાં તથા શાંત વહી જતી ગંગામૈયાનાં દર્શન કર્યાં. બેલૂરનો આ મઠ બે અમેરિકન બાઈઓએ આપેલા દાનમાંથી બંધાયો છે. મઠના મુખ્ય મંદિરમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવની ભવ્ય પ્રતિમા બિરાજે છે—જાણે હમણાં બોલશે એવું લાગે. આ મંદિરનો આકાર જુદી જુદી દિશાએથી જોતાં હિંદુ મંદિર, ખ્રિસ્તી દેવળ અને મુસલમાન મસજિદ જેવો લાગે છે એ એની વિશેષતા છે.

બેલૂરથી અમે વિવેકાનંદ પુલ પર થઈને દક્ષિણેશ્વર ગયા— શ્રી રામકૃષ્ણ પરમહંસની તપસ્યાની એ જગા. અહીં રાણી રાસમણિએ બંધાવેલું કાલિમાતાનું મંદિર જોયું: જે કાલિમાતાની શ્રી રામકૃષ્ણ પૂજા કરતા ને જેની સાથે તેઓ મોઢામોઢ વાતો કરતા તે કાલિમાતાની મૂર્તિનાં દર્શન કર્યાં, શ્રી રામકૃષ્ણ જે ઓરડામાં નિવાસ કરતા તે ઓરડાનાં દર્શન કર્યાં—હજી પણ એ ઓરડાની હવા રામકૃષ્ણમય લાગે છે. તેઓ જે ચીજો, પલંગ, પથારી, વગેરે વાપરતા તે બધી જ ત્યાં એ જ પ્રમાણે અકબંધ છે.

શહેરમાં પારસનાથનું જૈન મંદિર કલાકૃતિનો એક અચ્છો નમૂનો છે. કાચ અને પથ્થરના રંગીન ટુકડાઓ વડે દીવાલમાં સુંદર કળામય આકૃતિઓ બનાવેલી છે. ભીંતો

પણ કાચની ને છત પણ કાચની. એક સામટાં અસંખ્ય પ્રતિબિંબો એમાં દેખાય.

ચાલીસેક વર્ષ પહેલાં કલકત્તામાં ભારતની રાજધાની હતી. તે વખતે અંગ્રેજ ગવર્નર જનરલો જ્યાં રહેતા તે મકાનમાં આજે ભારતનું રાષ્ટ્રીય પુસ્તકાલય છે. તેમાં આજે ૮૦ લાખ પુસ્તકો છે.

કલકત્તાનો દેખાવ રાતે બહુ રળિયામણો લાગે છે. તેમાંયે ઢેંકુરિયા તળાવનો વિસ્તાર બહુ આહ્લાદક છે.

બોટેનિકલ ગાર્ડનમાં બાર બાર ફૂટ જાડી અઢીસો વડવાઈઓવાળો ૧૦૦૦ ફુટના ઘેરાવાનો વિશાળ વડ છે. પ્રાણીબાગમાં દેશદેશનાં પ્રાણીઓ છે—ગોરીલો, ચિમ્પાન્ઝી, ગેંડો, જિબ્રા, કાંગારુ, જિરાફ વગેરેને તમે અહીં જોઈ શકશો. વળી ચોરંગી પર એક મ્યુઝિયમ પણ છે, જેમાં મોહન-જો-દડો અને હડપ્પાથી માંડીને હમણાં સુધીની ભારતીય સંસ્કૃતિના અવશેષો સંગ્રહાયેલા છે.

હમણાં આખી દુનિયામાં જેની જન્મશતાબ્દી ઉજવાઈ રહી છે તે કવિવર રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ આ કલકત્તામાં તા. ૭-૫-૬૧ના રોજ થયેલો. ટાગોરનું એ ઘર આજે તીર્થસ્થાન બની ગયું છે. કવિના જન્મદિને અને મૃત્યુદિને (૭ ઑગસ્ટ) લોકો એ ઘરનાં દર્શને જાય છે. કવિએ એ ઘરમાં રહીને અસંખ્ય કવિતાઓ લખેલી; છેલ્લે તેમનું અવસાન પણ ત્યાં જ થયું હતું. કવિની સ્મૃતિમાં 'રવીન્દ્ર-ભારતી' નામે વિશાળ મકાન હમણાં એ ઘરની જોડે બાંધવામાં આવ્યું છે.

કલકત્તાની એક અજાયબ વાત કરવાની તો રહી ગઈ. બિરલા શેઠે હમણાં ત્યાં એક 'વિજ્ઞાન-ભવન' ખોલ્યું છે. એમાં તરેહ તરેહના વૈજ્ઞાનિક સિદ્ધાન્તો સમજાવવા યંત્રો સાથેની સુંદર ગોઠવણ કરેલી છે. તેમાં એક ટેલિવિઝન સેટ પણ છે. રેડિયોમાં આપણે આજે બોલનારનો માત્ર અવાજ સાંભળીએ છીએ, પણ ટેલિવિઝનમાં તો ખુદ બોલનારને જ જોઇ શકીએ છીએ. રેડિયોના પડદા પર તેનું હલનચલન દેખાય છે—જાણે આપણી નજર સામે જ એ બોલે છે! એવું ટેલિવિઝન આ વિજ્ઞાનભવનમાં છે. ત્યાં એક ચોર-પ્રૂફ તિજોરી હતી. એને ખોલવા માટે હાથ અડકાડવા જતાં હાથ એને અડકે એ પહેલાં જ જોરથી ઘંટડી વાગવા માંડતી! દરિયાની અંદર વગર નાવિકે સ્ટીમર કેવા રીતે ચાલતી હશે અને હજારો માઈલ દૂરથી કેવી રીતે તેનું સંચાલન થતું હશે તેનો આબેહુબ નમુનો પણ ત્યાં હતો—નાનકડી સ્ટીમર હવામાંથી રેડિયો-સંદેશો પકડીને આપમેળે દિશા બદલતી ચાલતી હતી! ત્યાં એક પાણીનો નળ હતો. તેની નીચે હાથ ધરીએ એટલે નળ ચાલુ થાય ને પાણી પડે! હાથ ખસેડી લઇએ કે પાણી બંધ થઇ જાય! અલિબાબાની જાદુઈ ગુફા જેવું એક મકાન હતું. 'ખોલાઉ' કહીએ એટલે એનાં બારણાં ઊઘડી જાય, અને અંદર પગ દઇએ કે એની મેળે દીવા થઇ જાય! પાણીના એક બિંદુમાં કેટલા જીવ હોય છે તે એક મોટા પડદા ઉપર જીવંત દેખાતું હતું. ત્યાં એક પંખો હતો તે એટલી બધી ઝડપથી ફરતો હતો કે આપણને સ્થિર જ લાગે—જેમ આપણી પૃથ્વી સતત ફરે છે છતાં

આપણને સ્થિર લાગે છે તેમ. કોલસાની ખાણોનું આખું દૃશ્ય ત્યાં હતું. આવું બધું ઘણું ત્યાં હતું.

## વૈજનાથધામ

वागार्था विव संपृक्तौ वागर्थ प्रतिपत्तये ।
जगतः पितरौ वंदे पार्वती परमेश्वरौ ॥

વાણી અને અર્થની જેવી જોડ તેવી શિવ-પાર્વતીની જોડ. જગતનાં એ માતાપિતાને હું નમું છું.

લંકાના રાજા દશાનન રાવણે કૈલાસપતિ શંકર ભગવાનની ખૂબ તપસ્યા કરી ત્યારે પ્રસન્ન થઈ શિવજીએ તેને પોતાનું જ્યોતિર્લિંગ આપ્યું. તે લઈને રાવણ લંકા જવા નીકળ્યો, પણ વિષ્ણુએ બ્રાહ્મણનું રૂપ લઈ એને ઠગી એ જ્યોતિર્લિંગ લઈ લીધું, ને અહીં તેની સ્થાપના કરી દીધી. પછી તો રાવણ અહીં જ રહી પડયો, ને તેણે ખૂબ ભાવથી એ જ્યોતિર્લિંગની પૂજા કરી ફરી શિવજીને પ્રસન્ન કર્યા. અને ત્યારપછી એ વરદાન મેળવી લંકા ગયો. એટલે આ જ્યોતિર્લિંગ રાવણેશ્વર મહાદેવના નામે ઓળખાયું. પછી વૈજુ નામના ભીલે એની ભાવથી પૂજા કરી, તેથી આ સ્થાનનું નામ પડયું વૈજનાથધામ. મહાદેવના મંદિરની સામે પાર્વતીનું મંદિર છે. આ બે મંદિરોનાં શિખરો પર કાયમ છેડાછેડી બાંધેલી રહે છે—એટલે પરણીત યુગલો ખાસ આ બંને મંદિરોનાં દર્શન કરવા આવે છે. મંદિરના ચોગાનમાં બીજાં ઘણાં મંદિરો છે, તેમાં એક નાચતા ગણપતિની મૂર્તિ જોવા જેવી છે.

વૈજનાથના પાણીમાં લોહ અને અબરખનો અંશ છે, તેથી તેનું પાણી ખુબ સ્વાસ્થ્યપ્રદ ગણાય છે. કેટલાક લોકો તો કેવળ હવા ખાવા જ અહીં આવીને રહે છે.

## ધનબાદ

આ પ્રદેશ વિવિધ ખનિજ દ્રવ્યોથી ભરેલો છે. આખા ભારતનું ૭૦ ટકા ખનિજ અહીં છે. ધનબાદથી પાંચ છ માઈલ પર ઝરિયા છે ઝરિયાની કોલસાની ખાણો જગવિખ્યાત છે. ધરતીના પેટાળમાં લોઢાનાં પાંજરાં દ્વારા મજૂરોને ઉતારી કોલસો ખોદવામાં આવે છે. ઝરિયાની અને તેની આસપાસની માઇલો સુધીની જમીન આ ખાણિયાઓએ પોલી કરી નાખેલી છે. કોઈવાર કોઈ ભાગ અચાનક ધસી પણ પડે છે તેવે વખતે ઘરબાર બધું જમીનમાં ગેબ! એવી એક ધસી પડેલી ખાણમાં પચાસ વરસથી આગ ધુંધવાયા કરે છે. હજારો ટન રેતી તેમાં ઠાલવવામાં આવી છે, તોયે હજુ એ હોલવાઈ નથી! હમણાં થોડા વખત પર આવો એક અકસ્માત થયો હતો. આથી આવેલા પ્રવાસીઓને ખાણોની અંદર ઊતરવાનું ઉત્તેજન આપવામાં આવતું નથી. વ્યક્તિગત કોઇક પ્રવાસીઓને 'અમારા જીવને કંઇ નુકસાન થાય તો તે માટે ખાણવાળી કંપની જવાબદાર નથી' એવા ખત પર કબૂલત લઈને અંદર ઉતારવામાં આવે છે.

ધરતીમાંથી કાઢેલા કોલસાને આકાશ માર્ગે દોરડાંમાં વહેતી વીજળીના જોરે, અધ્ધર લટકતાં પારણાંમાં માઇલો સુધી કેવી રીતે લઈ જવામાં આવે છે તે અમે જોયું. ઝરિયાના

કોલસા-વિસ્તારનો રાતનો દેખાવ જોવા જેવો છે માઇલો સુધી ભઠ્ઠીઓનાં લાલચોળ તાપણાં છે

ધનબાદથી અમે સિંદરીનું ખાતરનું કારખાનું જોવા ગયા. એક વખતનું અજાણ્યું નાનકડું ગામ સિંદરી આજે ઉદ્યોગોથી ધમધમતું જબરદસ્ત શહેર બની ગયું છે. કરોડોની થાપણો ત્યાં ઠલવાઈ છે. રોજનું એક હજાર ટન (૫૬ હજાર મણ) વિલાયતી ખાતર (એમોનિયમ સલફેટ) ત્યાં પેદા થાય છે—મશિનમાંજ માપસર તેના કોથળા ભરાય છે, સિવાય છે ને, ગોદામમાં ઠલવાય છે. ખાતરના કારખાનામાંથી કેલ્શિયમ કાર્બોનેટ નામનો ચાક જેવો કાદવ નકામો પડયો રહેતો હતો, તેમાંથી હવે રોજનો ૩૦૦ ટન (૬૦૦૦ થેલા) સિમેન્ટ બને છે. એ સિમેન્ટનું કારખાનું પણ ત્યાં જ છે. સિંદરીમાં નવાનવા ઇજનેરોને અને વૈજ્ઞાનિકોને તાલીમ આપી તૈયાર કરવામાં આવે છે. ભારતમાં આવાં બીજાં ખાતરનાં કારખાનાં થવાનાં છે, તેમાંનુ એક સૌરાષ્ટ્રમાં અને બીજું વડોદરા નજીક થવાનું છે.

## ગયા

ગયા એ શ્રાધ્ધ તીર્થ છે. અહીં ફલ્ગુ નદી વહે છે. આ નદી કુંવારકા છે. તે સમુદ્રને મળતી નથી, પણ રેતીમાં જ સમાઈ જાય છે. ચોમાસાના દિવસોમાંયે તેમાં થોડું જ પાણી હોય છે. અમે ગયા ત્યારે તેમાં બિલકુલ પાણી નહોતું. રેતીમાં ખાડા કરી લોકો વીરડા ગાળી પાણી કાઢે છે કે નળના પાણીએ ન્હાય છે ને શ્રાદ્ધ કરે છે. કહે છે કે સીતાજીએ દશરથરાજાનું

અહીં શ્રાદ્ધ કરેલું અને રાજા દશરથે સ્વહસ્તે પિંડ લીધા હતા. તે વખતે રામ હાજર નહોતા. પછી રામ આવ્યા ત્યારે સીતાજીએ તેમને આ વાત કરી. રામે વાત માની નહિ, ત્યારે સીતાજીએ સાક્ષી તરીકે ફલ્ગુ નદીનું નામ લીધું. પણ નદીએ હોંકારો ભણ્યો નહિ. આથી ગુસ્સે થઇ સીતાજીએ ફલ્ગુને શાપ દીધો કે તું જળહીન રહેશે.

દર વર્ષે બે લાખ જેટલા માણસો અહીં શ્રાદ્ધ કરવા આવે છે, તેથી ગયાવાલ પંડાઓને સારો તડાકો રહે છે. કેટલીક વાર તો યજમાનના હાથ જોડાવી તેના પર ફૂલની માળા નાખી હાથને બાંધી દે છે ને યજમાન ખૂબ કરગરે ને મનમાની દક્ષિણા આપે ત્યારે જ તેને એ 'ધર્મ—બંધન' માંથી મુક્ત કરે છે.

ફલ્ગુને કાંઠે અસંખ્ય મંદિરો છે. તેમાં વિષ્ણુપદ મંદિર મુખ્ય છે. મંદિરમાં એક શિલા પર વિષ્ણુનું પગલું છે જેની પૂજા થાય છે. મંદિરમાં ગાયો ફરતી જણાશે. યાત્રાળુઓએ ધરેલા પિંડ આરોગી તેઓ મસ્ત બની ફરતી હોય છે. વિષ્ણુના પગલા વિષે એવી કથા છે કે ગયાસુર નામનો રાક્ષસ હતો. તેણે ખૂબ તપ કર્યું. ત્યારે દેવોએ ગભરાઈ એના પર ધર્મશિલા નાખી, તોયે રાક્ષસ મર્યો નહિ. ત્યારે બધા દેવો એ શિલા પર ચડયા, તોયે તેની નીચે રાક્ષસ ચંપાયો નહિ. છેવટે વિષ્ણુએ પોતાનો એક પગ શિલા પર મૂક્યો—હવે રાક્ષસ શાંત થયો. પણ તેણે ભગવાન પાસે વરદાન માગ્યું કે તમે કાયમ અહીંજ રહો! ત્યારથી આ વિષ્ણુપાદની પૂજા શરૂ

બોધગયામાં ટિબેટના બૌદ્ધોએ એક મંદિર બાંધ્યું છે, ચીનાઓએ પણ ચીનાબુદ્ધનું મંદિર બાંધ્યું છે. એ બંને જોવા જેવાં છે. અહીં 'સમન્વયાશ્રમ' નામનો એક આશ્રમ પૂજ્ય વિનોબાજી અને રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુની પ્રેરણાથી ચાલે છે. स्वस्ति मात्र उत पित्रे नो अस्तु (અમારા પિતૃઓનું કલ્યાણ થાઓ.!) એ અથર્વવેદનો મંત્ર સમરી અમે ગયા છોડયું.

## પટણા

રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુની આ નગરી ગંગાના કિનારે ૮ માઈલ સુધી પાઘડી પને વસેલી છે. બિહારની એ રાજધાની છે.

બસો વર્ષ પહેલાં અંગ્રેજોએ અનાજનો સંઘરો કરવા અહીં એક કોઠાર બંધાવેલો. એને 'ગોલઘર' કહે છે. એની ઊંચાઈ ૯૬ ફૂટ છે. ઘુંમટ જેવો એનો આકાર છે ને ગોળ ફરતી નિસરણી પર થઈને તેની ટોચે ચડાય છે. ઉપરથી નદીનો અને શહેરનો દેખાવ બહુ સરસ લાગે છે આ ગોલઘરની અંદર બિજાપુરના ગોળ ગુંબજની પેઠે (Wispering gallery) પડઘા પડે છે—ખૂબ જ ધીરેથી આપણે બોલીએ તો પણ એ અવાજ મોટો થઈને આખા મકાનમાં ખૂણે ખૂણે સંભળાય છે.

અહીં પટણામાં હરિમંદિર નામે ઓળખાતા ગુરુદ્વારામાં શીખ ગુરુ ગોવિંદસિંહનો જન્મ થયો હતો. આ ગોવિંદસિંહે શીખકોમને વીર પ્રજા તરીકે જગતમાં અમર કરી નાખી.

સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યની રાજધાની પાટલિપુત્ર અહીં પટણાની નજીકમાં હતી. ગ્રીક સમ્રાટ સિંકદરના સેનાપતિ સેલ્યૂકસને હરાવનાર એ જ ચંદ્રગુપ્ત. લગભગ તેવીસસો વર્ષ પહેલાંની આ વાત. ગ્રીક એલચી મેગેસ્થિનિસ અહીં આ પાટલીપુત્રમાં રહેતો હતો. તેણે તે કાળના ભારતનું સુંદર વર્ણન લખેલું છે. તે લખે છે કે 'ભારતના લોકો સાચાબોલા છે; બારણાં ઉઘાડાં રાખીને તેઓ સૂઈ જાય છે. ભારતનાં ગામડાંનો વહીવટ લોકો પોતે કરે છે. વગેરે વગેરે."

સમ્રાટ અશોકની રાજધાની પણ અહીં જ હતી. અશોકના કૂવા તરીકે ઓળખાતો એક કૂવો (એને અગમનો કૂવો કહે છે) અહીં બતાવવામાં આવે છે. કહે છે કે અશોકે એના ભાઇઓ કુટુંબીઓની હત્યા કરીને એ કૂવામાં નાખી દીધેલા. અશોકનો મહેલ લાકડાનો હતો. એ લાકડાનાં મહેલના અવશેષો હજી પણ અહીં જોઈ શકાય છે.

અહીં આપણા ઘણા પ્રવાસીઓએ એરોપ્લેનમાં ઊડવાની મજા માણી. આકાશમાં ઊડીને તેમણે પટણા શહેરનું વિહંગાવલોકન કર્યું.

પટણા આગળ ગંગા અને શોણનો સંગમ થાય છે. એ સંગમ પાસેના ધરામાં પુરાણપ્રસિદ્ધ 'ગજ–ગ્રાહ' થયેલો. હાથી ખેંચે મગરને જમીન ભણી અને મગર ખેંચે હાથીને પાણી ભણી! હાથીનું જોર તૂટતું હતું. તેણે પ્રભુને સાદ દીધો: હે પ્રભુ, બચાવ! અને ભગવાને દોડી આવી હાથીને બચાવ્યો. સૂરદાસનું પેલું ભજન: 'નાથ, કૈસે ગજકો બંધ છુડાયો!' એ યાદ આવ્યું.

અહીં કાશીમાં લખેલો. સંત કવિ તુલસીદાસ પણુ અહીં કાશીમાં રહેલા. ભારતમાં એવા કોઈ હિંદુ સંત કે આચાર્ય નથી થયા જેમનાં ચરણુ કાશીની ભૂમિ પર ન પડયાં હોય.

સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની આકરી કસોટી પણુ અહીં કાશીમાં થયેલી. એ જગા આજે પણુ હરિશ્ચન્દ્ર ઘાટ નામે ઓળખાય છે.

દશાશ્વમેધ ઘાટ પર રાજાઓએ દશ અશ્વમેધ યજ્ઞો કરેલા. આમ કાશી આખું ઇતિહાસ પુરાણુની સ્મૃતિઓથી ભરેલું છે. કાશીમાં એટલાં મંદિરો છે કે ચોખાની આખી ગુણુ લઈ દરેક મંદિરમાં તમે એકએક દાણો મૂકતા જાઓ તો ચોખા ખુટશે પણુ મંદિરો નહિ ખૂટે!

પ્રાચીનકાળથી કાશી વિદ્યાનું મોટું ધામ છે. 'પંડિત તો કાશીનો' એવી આપણામાં કહેવત છે. પંડિત મદનમોહન માલવિયાજીએ ત્યાં બનારસ હિંદુ યુનિવર્સિટી સ્થાપી છે. બે માઇલના વિસ્તારમાં એનાં મકાનો પથરાયેલાં છે. આખા હિંદમાંથી વિદ્યાર્થીઓ ત્યાં ભણુવા આવે છે. દુનિયાભરની મોટી વિદ્યાપીઠોમાં તેની ગણુના થાય છે યુનિવર્સિટી વિસ્તારમાં આવેલું વિશ્વેશ્વરનું મંદિર તો ખાસ જોવા જેવું છે.

કાશી વિષે નીચેની એક લોકકથા સૌએ સમજવા જેવી છે:

કાશી વિશ્વેશ્વરના મંદિરમાં એક સોનાની થાળી હતી. તેની ઉપર લખેલું હતું કે જે ખરો શ્રદ્ધાળુ હશે તે આ થાળી લઈ શકશે. અશ્રદ્ધાળુનો હાથ અડતાં થાળી કાળી પડી જશે.

આ વાંચી પૂજારી કહેઃ 'હું ખરો શ્રદ્ધાળુ છું. બાબાની રોજ હું પૂજા કરું છું.' આમ કહી એ થાળી લેવા ગયો ત્યાં થાળી કાળી પડી ગઈ. સાથે પૂજારીનું મોં કાળું પડી ગયું. પછી આવ્યો નગરશેઠ. તેના યે એવા હાલ થયા. પછી મોટા મોટા શ્રીમંતો આવ્યા, રાજાઓ આવ્યા. પણ તેમના હાથ અડતાં થાળી કાળી પડી ગઈ. હવે થાળીને મંદિરના ઉમરામાં મૂકવામાં આવી. દર્શને આવતાં જતાં દરેક માણસ તેને હાથ અડકાડે તેનો નિયમ થઈ ગયો.

એક વાર દૂરના ગામનો એક ગરીબડો કિસાન મહિનાઓ લગી પગે ચાલીને વિશ્વેશ્વરનાં દર્શને આવ્યો. એ મંદિરના આંગણામાં આવ્યો ત્યારે આરતી શરૂ થઈ ગઈ હતી ને લોકો દોડાદોડ કરતાં હતાં. તેવામાં એણે એક અવાજ સાંભળ્યો : 'કોઈ પાણી પાઓ, બાબા!' જોયું તો એક ખૂણે એક માંદલો પ્રવાસી પડયો હતો, ને પાણી વિના તરફડતો હતો. પેલો કિસાન વિશ્વેશ્વરને ચડાવવા ગંગાજળ લાવ્યો હતો; જરાયે વિચાર કરવા ન થોભતાં તેણે તે જળ પેલા તરસ્યાને પાઈ દીધું ને થોડી વાર તેની પાસે બેસી તેને આશ્વાસન આપ્યું. પછી તે ઊઠયો ત્યારે આરતી પૂરી થઈ ગઈ હતી. તેની સાથેના લોકોએ તેને કહ્યું કે તું અસલ મૂર્ખ છે! તેં બાબાની આરતીનાં દર્શન ખોયાં! જા, હવે થાળીને અડકી વહેલો વહેલો પાછો આવ! ગરીબ કિસાને બીતાં બીતાં થાળીને હાથ અડકાડયો, ત્યાં તો થાળી અનેક ગણા તેજે ચમકી ઊઠી! લોકો એ જોઈ નવાઈ પામી ગયા. તેમણે કહ્યું: "અરે, આણે તો આરતીનાં દર્શન કર્યાં નથી, એ

શ્રદ્ધાળુ કેવી રીતે ? " એટલામાં આકાશવાણી થઈ કે "હા, એ જ ખરો શ્રદ્ધાળુ છે. જે દીન, દુઃખી, અપંગ, અને અનાથમાં વિશ્વેશ્વરને જુએ છે ને તેની સેવા કરે છે તે જ ખરો શ્રદ્ધાળુ છે."

અઢી હજાર વર્ષ પહેલાં ભગવાન બુદ્ધે પોતાનો પ્રથમ ઉપદેશ પાંચ શિષ્યોને અહીં કાશીપુરીમાં જ કરેલો. તે જગા કાશીથી થોડા માઈલ દૂર સારનાથની પાસે છે. બાદશાહ હુમાયુંએ તથા અકબરે તે સ્થળની યાત્રા કરેલી, ને એ પ્રસંગની યાદમાં અકબરે ઇ. સ. ૧૫૮૮માં ત્યાં એક આઠ-ખૂણિયા ઇમારત બંધાવેલી, જે આજે પણ ત્યાં ઊભી છે સારનાથ જતાં રસ્તામાં એક નાનકડી ટેકરી પર તે ઇમારત દેખાય છે. આ ટેકરીની જગાએ અસલ એક સ્તૂપ હતો એમ માનવામાં આવે છે.

સારનાથમાં અમે ચક્રવર્તી રાજા અશોકે બંધાવેલો ધમેક (ધર્મમુખ) સ્તૂપ જોયો, તથા અસંખ્ય વિહારોનાં ખંડેરો જોયાં. અશોકનો એક ભાંગેલો શિલાસ્તંભ પણ જોયો. સારનાથના મ્યુઝિયમમાં અમે બુદ્ધની સુંદર પ્રતિમાઓ જોઈ તથા અશોકના શિલાસ્તંભની ઉપરનો ધર્મચક્ર તથા ચાર સિંહની આકૃતિવાળો ભાગ જોયો. આ ધર્મચક્રને આપણા રાષ્ટ્રધ્વજમાં અંકિત કરવામાં આવ્યું છે, અને આકૃતિને રાષ્ટ્રમુદ્રા તરીકે નક્કી કરવામાં આવી છે.

વળી મહાબોધિ સોસાયટી તરફથી બંધાયેલું 'મૂલ-ગંધકુટિ' નામે સુંદર નવું મંદિર અમે જોયું. તેની ભીંતો પર



અશોકસ્તંભનો (શિરો ભાગ)
સારનાથ (કાશી)



સારનાથની બુદ્ધ-મૂર્તિ

ગંગાઘાટ—કાશી



હજાર થાંભલાનો મંડપ રામેશ્વર

રથ આકારના સૂર્યમંદિરનું એક પૈડું—કોનારક (પુરી)



રૉક ટૅમ્પલ તિરુચિરાપલ્લી



પત્રલેખિકા— ભુવનેશ્વરમંદિરનું વિશ્વવિખ્યાત શિલ્પ
















ટપાલની ટિકિટો પર ભારતના મહાન પુરુષોની તથા વિશ્વવિખ્યાત કલાકારીગરીની સ્મૃતિઓ ૧. અજંતાની ગુફામાંનું હાથીનું ચિત્ર ૨. મદ્રાસના સંતકવિ તિરૂવલ્લુવર ૩. કોનારકનો ઘોડો ૪. ભુવનેશ્વરનું લિંગરાજ મંદિર ૫. બુદ્ધની ૨૫૦૦મી જયંતીની સ્મૃતિ ૬. સાંચીનું તોરણદ્વાર ૭. તામિલ કવિ સુબ્રહ્મણ્યભારતી ૮. દક્ષિણ ભારતના સંત ત્યાગરાજ




ટપાલીની ટિકિટોમાં ભારતનાં મહાન સ્ત્રીપુરુષોની પુણ્ય સ્મૃતિ ૧. લોકમાન્ય ટિળક ૨. કવિવર રવીન્દ્રનાથ ટાગોર ૩. મૈસૂરના વિશ્વકર્મા શ્રી વિશ્વેશ્વરૈયા ૪. રાષ્ટ્રપિતા ગાંધીજી ૫. તુલસીદાસ ૬. મીરાંબાઈ ૭. સુરદાસ



લિંગરાજ મંદિર ભુવનેશ્વર

હતો. છેક ગુજરાતથી બંગાળ સુધી એનું રાજ્ય હતું. તેણે અહીં પ્રયાગમાં આ જ સંગમસ્થાન પર એક 'દાનમેળો' કરેલો. આખા દેશમાંથી બ્રાહ્મણોને અને ભિક્ષુઓને, જતિઓને અને ગરીબોને બોલાવી તેણે પોતાની રાજ્યતિજોરીની તમામ દોલત તેમને દાનમાં આપી દીધી. પૈસોટકો આપ્યો, સોનુંરૂપું ને હીરા મોતી આપ્યાં ને છેવટે પોતાનો મુગટ પણ આપી દીધો. તેણે પોતે તો પોતાની બહેનની પાસેથી ભિક્ષામાં જૂનું વસ્ત્ર માગી લઈને પહેર્યું. પછી તેણે પ્રભુની



શ્રી હર્ષના 'દાનમેળા'નું વર્ણન લખી જનાર ચીની પ્રવાસી હ્યુએન સંગ

પ્રાર્થના કરતાં કહ્યું કે, 'હે પ્રભુ! જનમોજનમ મારી મિલકત બધી આવી રીતે દાનમાં જજો!' આવા હતા ભારતવર્ષના રાજાઓ!



બુદ્ધનું ભિક્ષાપાત્રઃ અજંતાની કલાકૃતિ

આવી આ ત્યાગની ભૂમિમાં વસનારા નેહરુ કુટુંબનો ત્યાગ કંઈ જેવો તેવો નથી. 'આનંદભવન'નું વિશાળ મહાલય દેશને અર્પણ થઈ ચૂક્યું છે, પણ એવાં સેંકડો મહાલયો કરતાંયે અધિક કીમતી તો નેહરુ કુટુંબે દેશને માટે આપેલો ભોગ છે. પંડિત જવાહરલાલના પિતા પંડિત મોતીલાલ નેહરુ, માતા શ્રી સ્વરૂપરાણી દેવી, જવાહરલાલનાં પત્ની શ્રી કમલા નેહરુ, બહેન શ્રી વિજયાલક્ષ્મી પંડિત, પુત્રી શ્રી ઇન્દિરા ગાંધી,—એમણે ભારતની સ્વાતંત્ર્યની લડતમાં અને તે પછી આઝાદ ભારતમાં અદ્ભુત કામ કર્યું છે—દુનિયાના ઇતિહાસમાં આવું કર્મવીર કુટુંબ જવલ્લે જ જોવા જડશે!

સંગમ પર અકબર બાદશાહે બંધાવેલો કિલ્લો જોયો. કિલ્લાની અંદર જમીનની નીચે પ્રાચીન અક્ષયવટ છે, તથા ચોતરફ જુદા જુદા ઋષિમુનિઓની પ્રતિમાઓ ને મંદિરો છે. પ્રાચીન કાળના એ બધા ઋષિમુનિઓ જાણે ફરી દેહ ધારણ કરી અહીં તપશ્ચર્યા કરવા માટે આવીને બેસી ગયા હોય એવું લાગે છે!

શહેરમાં ભરદ્વાજ ઋષિનો આશ્રમ જોયો. આનંદભવનની બરાબર સામે જ એ આવેલો છે.

## અયોધ્યા

મહાભારતમાં સોળ ચક્રવર્તી રાજાઓનાં નામ છે; એમાં છ રાજા અયોધ્યાના છે—માંધાતા, સગર, ભગીરથ, અંબરીષ, દિલીપ અને શ્રીરામ.

ભારતના પહેલા રાજા મનુ ભગવાન. તેમણે અયોધ્યાની સ્થાપના કરેલી. રામચંદ્રજીની આ નગરી! અહીં રામજીએ બાલક્રીડાઓ કરેલી, ને રાજા તરીકે રાજ્ય ચલાવેલું! અહીં રામનું 'રામરાજ્ય' હતું. રામને યાદ કરતાં જ અયોધ્યા યાદ આવે. એ અયોધ્યામાં પગ મૂકતાં, ખરે જ, ખૂબ આનંદ થયો.

અહીં સરયૂ નદી છે. નદીનો દેખાવ બહુ સુંદર છે. ઋગ્વેદમાં સરસ્વતી, સિંધુ વગેરે પવિત્ર નદીઓમાં સરયૂને પણ ગણી છે. સ્વર્ગઘાટ એટલે કે રામઘાટ આગળ યાત્રીઓ સરયૂમાં સ્નાન કરે છે. ત્યાં નાગેશ્વરનાથ મહાદેવનું મંદિર છે. હનૂમાનગઢીની ટેકરી પર હનૂમાનજીનું મંદિર છે. ત્યાં હનૂમાનની પ્રચંડ આસનસ્થ મૂર્તિ છે. ત્યાંથી થોડે દૂર રામનું જન્મસ્થળ છે. ઉજ્જનના રાજા વીર વિક્રમે ત્યા મંદિર બંધાવેલું. તે પહેલા મોગલ બાદશાહ બાબરે તોડી પડાવેલું. આજે તેનો કબજો હિંદુઓના હાથમાં છે ને ત્યાં મંદિર છે.

અયોધ્યામાં અસંખ્ય મંદિરો છે. તેમાં સારામાં સારું 'કનકભુવન' છે. એમાં સુવર્ણજડિત સિંહાસન પર રામ–સીતાની સુવર્ણમુગટધારી મૂર્તિઓ બિરાજે છે. આ સ્થળે રાણી

કૈકેયીનો મહેલ હતો અને રામચંદ્રજી અહીં વસતા હતા એમ કહેવાય છે. રામ, સીતા ને લક્ષ્મણની મૂર્તિઓ તો અહીં અનેક મંદિરોમાં છે, પણ અહીં એક મંદિરમાં વસિષ્ઠ ઋષિની પાદુકાઓ છે, અને વિશ્વામિત્ર મુનિનું આસન છે.

કોપભુવન નામની પણ એક જગા છે, જ્યાં રિસાઇને સૂતેલી કૈકેયીની મૂર્તિ છે. આવાં તો અહીં અનેક સ્થળો છે.

ભક્ત કવિ તુલસીદાસે પોતાનું પ્રખ્યાત રામાયણ 'રામચરિતમાનસ' અહીં અયોધ્યામાં જ લખેલું. તુલસીદાસનો એ ગ્રંથ જગતભરનો એક અમર ગ્રંથ છે. તેમાં ભક્તિરસનો ધોધ વહે છે. ગ્રંથમાંના કેટલાક શ્લોકો તો મંત્રરૂપ બની ગયા છે. દાખલા તરીકે: બાલકાંડના નીચેના મંત્રના પાઠમાં શ્રદ્ધાળુ ભક્તને ભગવાન રામનાં પ્રત્યક્ષ દર્શન કરાવી દેવાની શક્તિ હોવાનું કહેવાય છે:

जौं अनाथहित हम पर नेहू।
तौं प्रसन्न होइ यह वह देहू ॥
जो स्वरूप बस सिव मन माहीं ।
जै हि कारन मुनि जतन कराहीं ॥
जो भुसुंडी मन मानस हंसा ।
सगुन अगुन जै हि निगम प्रसंसा ॥
देखहि हम सो रूप भरि लोचन ।
कृपा करहु प्रनतारति मोचन ॥

અયોધ્યામાં તુલસીદાસની સ્મૃતિમાં એક બાગ બનાવેલો છે, ને તેમાં તુલસીદાસની પ્રતિમા મૂકેલી છે. અહીં તમને

ઠેરઠેર તુલસીદાસની ચોપાઈઓ સાંભળવા મળશે. ભારતના ખૂણેખૂણેથી આવેલા યાત્રાળુઓ અહીં 'રામલખમણ જાનકી, જય બોલો હનુમાનકી!' પોકારતા નજરે પડશે. તમારાં મન-હૃદય પર એની કાયમી અસર પડી જશે.

કાકાસાહેબ કાલેલકર અયોધ્યા વિષે કહે છે કે 'પાષાણ જેવી જડ સ્મૃતિ હોય તો પણ અયોધ્યાનું સ્મરણ અશોકના શિલાલેખના પેઠે હમેશને માટે જડાઇ જવાનું!'

श्री वल्लभानन्त जगन्निवास श्रीराम राजेन्द्र नमो नमस्ते ।
त्वया सनाथं कुरुमामनाथं नाथ प्रभो दीनदयालुमूर्ते ॥

અયોધ્યાનું આ દર્શન કદિ નહિ ભુલાય!

## લખનૌ

ગોમતી નદીના કિનારે વસેલું લખનૌ શહેર ઉત્તર પ્રદેશની રાજધાનીનું શહેર છે. સને ૧૮૫૭ માં હિંદી સિપાઈઓએ અંગ્રેજોની સામે બળવો પોકાર્યો ત્યારે લખનૌમાં અંગ્રેજોનું મોટુ થાણું હતું. એને 'રેસીડન્સી' કહે છે. સિપાઈઓએ રેસીડન્સીને ઘેરો ઘાલ્યો ને રાતદિવસ અખંડ તોપમારો ચલાવ્યો. રેસિડન્સીનાં ખંડેર અને એક ભોંયરામાં જ્યાં અંગ્રેજ સ્ત્રીપુરુષો ભરાઈ બેઠેલાં એ જગા જોવા જેવી છે.

બડા ઈમરબરા નામે ઓળખાતી જગા પણ જોવા જેવી છે. દોઢસો વર્ષ પહેલાં લખનૌના નવાબે દુકાળમાં લોકોને

કામ આપવા આ ઈમારત બંધાવેલી. કેટલાંક ખાનદાન ગણાતાં કુટુંબો દુકાળમાં ભૂખે મરતાં હતાં, પણ ખાનદાનીના ખ્યાલથી તેઓ દિવસે મજૂરી કરવા આવતાં નહિ. તેઓ રાતે આવી મજૂરી કરી પૈડિયું લઈ જતાં. પણ રાતે કોણ કામ કરી ગયું એ કોઈ જાણે નહિ અને એ ખાનદાનોનું ભૂંડું ન દેખાય એટલા માટે તેમણે રાતે કરેલું કામ તેમના ગયા પછી નવાબ તોડી પડાવતો! ઈમમ્બરામાં અંદરના ઝરૂખા સિવાય ક્યાંય લાકડું વપરાયું નથી. વચલો ખંડ અંદરથી માપતાં ૧૬૩ ફૂટ લાંબો, ૫૩ ફૂટ પહોળો ને ૪૯ા ફૂટ ઊંચો છે. પણ ક્યાંયે વચમાં થાંભલો નથી. આ ખંડ આખી દુનિયામાં સૌથી મોટો ઘુમટદાર ખંડ કહેવાય છે.

ઈમમ્બરો એટલે ત્રણ ઈમામો, અલી અને એમના બે પુત્રો હસન અને હુસેનના સ્મરણમાં બાંધેલું મકાન. તેથી મોહરમનો તહેવાર અહીં બહુ ધામધૂમથી ઉજવાય છે. ત્યાં એક ઊંચી બેઠક પર તાજિયો કાયમ રાખવામાં આવે છે, ને તેની સામે અખંડ દીપ બળતો રહે છે. અંદરના ભાગમાં નવાબની કબર છે. તે આખી રૂપાની બનાવેલી છે.

લખનૌ સંગીત–કલાનું મથક છે. અહીંના જેટલા સંગીતના ઉસ્તાદો ભારતના કોઈ એક શહેરમાં નહિ મળે.

## મુરાદાબાદ

મુરાદાબાદી વાસણો માટેનું આ પ્રખ્યાત શહેર જોયું. ઘણાઓએ એની સ્મૃતિ તરીકે કંઈ ને કંઈ વાસણની ખરીદી પણ કરી.

## હરદ્વાર-ઋષિકેશ

મહાદેવજીની જટિલ જટા જેવા હિમાલયના ગિરિ-માર્ગમાંથી મહાપરાણે રસ્તો કરીને ગંગામૈયા ઋષિકેશથી ભારતના સમતલ ભૂમિ–પ્રદેશમાં પ્રવેશે છે. 'ગંગાનું અવતરણ' શબ્દ અહીં સાર્થક લાગે છે.

હરદ્વાર કે હરિદ્વાર એ સાચેસાચ હર સ્વરૂપ હિમાલય અને હરિ સ્વરૂપ બદરીનારાયણની જાત્રાએ જવાનું દ્વાર છે. ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, બદરીનાથ અહીંથી જ જવાય છે.

દરેક હિંદુના હૃદયમાં હરદ્વારની ગંગામાં સ્નાન કરવાની ઉત્કટ ઇચ્છા હોય છે. અને અહીં ગંગાજીનું સ્વરૂપ જોયા પછી એ ઇચ્છા વિશેષ ઉત્કટ બની જાય છે—ફરી ફરી નહાવાનું મન થાય છે, અને પાણીમાંથી નીકળવાનું મન થતું નથી. નીકળ્યા પછીયે ગંગાનો પ્રવાહ જોતા કિનારા પર બેસી જ રહેવાનું મન થાય છે. એવો વેગીલો છે એ પ્રવાહ કે આપણા મનને પળે પળે એ નવીનતાનાં દર્શન કરાવે છે, તથા નવા નવા મંગલ વિચારો પ્રેરે છે.

'હરકી પૈડી' એ ગંગાનો પવિત્રમાં પવિત્ર ઘાટ છે. પાસે બ્રહ્મકુંડ છે. કહે છે કે બ્રહ્માજીએ અહીં યજ્ઞ કરેલો. 'પૈડી'નાં પગથિયાં પરથી રોજ સાંજે સવાસાત વાગે ગંગાજીની શત શત જ્યોત વાળી આરતી ઊતરે છે, મંદિરોમાં ઝાલર બજે છે, ને ગંગાના પ્રવાહમાં સેંકડોની સંખ્યામાં પડિયાઓમાં દીવડા તરતા ચાલ્યા જાય છે. જોઈને માણસ મંત્રમુગ્ધ બની જાય છે. આ પડિયા તે સ્થૂલ માનવ–શરીર,

તેમાં બળતો દીપ તે આત્માનો જ્યોતિ, અને જળપ્રવાહ તે અનંત કાલપ્રવાહ!

અહીં પડી પર મહામના પંડિત મદનમોહન માલવીયાજીની પ્રતિમા બેસાડેલી છે. એ જોઈ આનંદ થયો.

હરદ્વારનું ગંગાજળ ખૂબ શુદ્ધ ગણાય છે. વર્ષો સુધી એ બગડતું નથી. એમાં જંતુવિનાશક તત્ત્વ ઘણું છે. એવું યૂરોપના મોટા મોટા વૈજ્ઞાનિકોએ સંશોધન કરીને જાહેર કર્યું છે. ઔષધમ્ જાહ્નવી તોયમ્—એટલે કે મોટામાં મોટી દવા 'ગંગાજળ!' એ વચન સાચું છે.



કમલાસના સરસ્વતી [અજંતાની એક કલાકૃતિ]

પહાડીની નીચે આવેલું બિલ્વકેશ્વર તીર્થ પણ જોવા જેવું છે. નજીકમાં ગણેશજીની મૂર્તિ છે, અને ત્યાંથી આગળ

પહાડના માર્ગમાં 'ગૌરીકુંડ' નામે કૂવો છે. તેનું પાણી પીધા જ કરવાનું મન થાય એવું છે.

હરદ્વારની નજીક સપ્તર્ષિઓએ પણ તપ કરેલું. આજે ત્યાં સપ્તર્ષિ–મંદિરો તથા સુંદર સપ્તર્ષિ–આશ્રમ બનેલો છે. તેની નજીક ગંગાજી સાત ધારા રૂપે વહે છે જેને સપ્તસરોવર કહે છે. ધૃતરાષ્ટ્ર અને વિદુરજીએ અહીં દેહત્યાગ કરેલો.

હરદ્વારની પાસે કનખલ ગામ છે. ત્યાંથી ગંગાજીની નહેર છેક કાનપુર સુધી જાય છે. કનખલમાં ગંગાકિનારે પાર્વતીના પિતા દક્ષ પ્રજાપતિનો ઘાટ છે. ત્યાં 'સતીકુંડ' છે. દક્ષ પ્રજાપતિએ ત્યાં યજ્ઞ કરેલો. એ યજ્ઞમાં તેણે શંકરને બોલાવ્યા નહિ, તેમનું આસન પણ રાખ્યું નહિ. એટલે પતિનું અપમાન થતું જોઈ પાર્વતી પિતાના એ યજ્ઞકુંડમાં પડી સતી થયાં. એ આ જગા. પાસે હનૂમાનજીની મોટી મૂર્તિ છે.

સ્વામી શ્રદ્ધાનંદજીએ સ્થાપેલ કાંગડી ગુરુકુળ શિક્ષણની એક પ્રખ્યાત સંસ્થા છે. ત્યાંના પ્રાર્થનામંદિરમાં કોઇ મૂર્તિ નથી, પણ વાતાવરણ પરમ શાંત ને પ્રેરક છે.

હરદ્વારથી મોટરબસમાં અમે ઋષિકેશ ગયા. રસ્તામાં સતનારાયણ ચૈટી જોઈ, બહુ સુંદર જગા છે. ઋષિકેશમાં અસંખ્ય મંદિરો ને ઘાટો છે. અહીં ભરતજીનું મંદિર છે, ત્યાં ભરતજીએ તપ કરેલું એમ કહે છે. અહીં અમે યતિશ્રી સોમેશ્વરાનંદજીનાં દર્શન કર્યાં. તેઓ સાબરકાંઠાના મેઘરજ તાલુકાના ગામ રેલ્લાવાડાના વતની છે અને સને ૧૯૪૯ના દુકાળ વખતે મારી સાથે રહી તેમણે ગરીબ આદિવાસી–

ઓની ખૂબ સેવા કરેલી. સાબરકાંઠાના કિસાનોને જોઈ તેઓ બહુ પ્રસન્ન થયા.

લક્ષ્મણઝૂલા આગળ લક્ષ્મણજીનું મંદિર છે. રામે ઋષિકેશમાં અને લક્ષ્મણજીએ અહીં લક્ષ્મણઝુલા આગળ તપ કરેલું એમ કહે છે. અહીંથી બદરી નારાયણ જવાય છે.. અહીં ગંગાજી પર એક ઝૂલતો પુલ છે. તેને 'લક્ષ્મણઝૂલા' કહે છે. કહે છે કે લક્ષ્મણજીએ અહીં દોરડાના ઝૂલાની મદદથી ગંગા નદી ઓળંગેલી, તેથી આ જગા 'લક્ષ્મણઝૂલા' કહેવાઇ. ઝૂલતો પુલ ઓળંગ્યા પછી ગંગાજીમાં સ્નાન કરી, ગંગાના કિનારે કિનારે ઊભેલાં અસંખ્ય દેવમંદિરોમાં દર્શન કરતા કરતા, મનોહર વનરાજિમાં થઇને અમે સ્વર્ગાશ્રમ પહોંચ્યા. કાલીકમલીવાળા મહારાજનો એ આશ્રમ. ત્યાં એમની સમાધિ છે. ત્યાંથી આગળ ગીતાભવન જેયું, ને છેલ્લે જેયું પરમાર્થનિકેતન. પરમાર્થ નિકેતનમાં મહાદેવજીની સુંદર પ્રતિમા છે, ઉપરાંત ગાંધીજી, લોકમાન્ય ટિળક, વિવેકાનંદ, રામતીર્થ વગેરે મહાત્માઓની પ્રતિમાઓ છે. નાનકડાં ઉપવનમાં સત્યવાન સાવિત્રી, હરિશ્ચન્દ્ર તારામતી, વગેરે ઉપાખ્યાનોનાં દશ્યો શિલ્પમાં રચેલાં છે. તથા મધ્યમાં એક ફુવારાના પાણીમાં મોટો પથ્થર છે—તે કાયમ પાણી પર તર્યા કરે છે! આ બધું જોઇ હોડીમાં બેસી ગંગા પાર કરી અમે સ્વામી શિવાનંદજીના આશ્રમમાં આવ્યા, ને મનથી ગંગામૈયાને પ્રણામ કરતા ત્યાંથી હરદ્વાર તરફ પાછા ફર્યા.

नमामि गंगे तव पादपंकजम्
सुरासुरैर्वन्दित दिव्यरूपम् ॥

## ભાખડા-નંગલ

સને ૧૯૦૮ની વાત છે. પંજાબનો અંગ્રેજ ગવર્નર વનમાં શિકાર કરવા નીકળ્યો હતો. ફરતો ફરતો તે હિમાલયની શિવાલિક ડુંગરમાળ પાસે સતલજ નદી આગળ આવ્યો. અહીં તેણે નદીને સાંકડી ખીણમાંથી પસાર થતી જોઈ. તેને વિચાર આવ્યો કે અહીં જો નદીને બાંધી હોય અને તેમાંથી નહેર કાઢી હોય તો રાજસ્થાન અને બિકાનેરના પાણી વગર તરફડતા લોકોને બચાવી શકાય. તેણે આ વિચાર સરકારને જણાવ્યો, અને સને ૧૯૦૯થી એના અંદાજો ને નકશા બનવા માંડયા તે છેક ૧૯૪૬ સુધી બનતા રહ્યા. છેવટે સ્વરાજ્ય આવ્યું, ત્યારે આ યોજનાએ નક્કર રૂપ લીધું.

પાંચ નદીઓનો દેશ તે પંજાબ. એ પાંચમાંની એક સતલજ. સતલજના કિનારે ભાખડા કરીને નાનકડું ગામડું હતું. તે પરથી આ બંધ ભાખડા બંધ તરીકે ઓળખાયો. દુનિયાનો આ ઊંચામાં ઊંચો બંધ થશે—પાયાથી ૭૪૦ ફૂટ. બંધ પાયામાં ૩૦૦ ફૂટ લાંબો ને ૭૦૦ ફૂટ પહોળો છે. પણ મથાળે જતાં તે ૧૭૦૦ ફૂટ લાંબો ને ૩૦ ફૂટ પહોળો થશે. હવે વરસદહાડામાં એ પૂરો બંધાઇ જશે. બંધનું કામ રાત ને દિવસ સરખા વેગથી ચાલી રહ્યું છે—૩૦૦ ઈજનેરો અને બાર હજાર બીજા માણસો તેના પર કામ કરે છે.

બંધના પાયાનું કામ કરવા માટે નદીનું વહેણ આખું અટકાવીને, આખી નદીને ખડકમાં ખોદેલી બે ટનલો દ્વારા વાળી લેવામાં આવી હતી. આથી પાયાની જમીન કોરી ને

કોરી રહી ને તેના પર ઝપાટાબંધ બાંધકામ ચલ્યું. આ બંને ટનલો અડધો અડધો માઇલ લાંબી હતી અને તેનો વ્યાસ પચાસ ફૂટનો હતો. નદીનો પ્રવાહ વાળવા માટે દુનિયાભરમાં આવી મોટી ટનલો કોઇ જગ્યાએ ખોદાઇ નહોતી. હવે ટનલો પૂરી દીધી છે ને નદીને તેના રસ્તે વહેતી કરી, બંધથી રોકી લેવામાં આવી છે. રોકાયેલું પાણી ૫૬ માઈલ લગી રહે છે. તેનું ૬૦ ચોરસ માઈલનું મોટું સરોવર બને છે. દશમા અને છેલ્લા શિખ–ગુરુ ગોવિંદસિંહના નામથી એ સરોવર 'ગોવિંદ સરોવર' ના નામે ઓળખાય છે. ટેકરી પર ચડીને અમે એ સરોવરનાં દર્શન કર્યાં.

આ ભાખડા બંધમાં કુલ સિમેન્ટ કેટલો વપરાશે એ જાણવું છે? કલકત્તાથી અમેરિકાના ન્યૂયોર્ક શહેર સુધી વીસ ફૂટ પહોળો રાજમાર્ગ બાંધી શકાય એટલો! અથવા આખી પૃથ્વીની કેડે આવી રહે એવડી ૨૫૦૦૦ માઇલ લાંબી, એક ફૂટ ઊંચી ને આઠ ફૂટ પહોળી સડક બાંધી શકાય એટલો!

સિમેન્ટમાં ભેળવવાની કાંકરી ને પથરા સાડા ચાર માઇલ દૂરથી અહીં આવે છે. કેવી રીતે? કોઇ મજૂરોના માથે? ના. તો, મોટર–ટ્રકમાં? ના. એ તો બધું ખાણમાંથી ખોદાઇને સીધું જ મશીનના ૩ ફૂટ પહોળા પટા પર ઠલવાય છે, ને પટો કલાકના સાત માઈલની ઝડપે કાયમ ફરતો જ રહી કાંકરા–પથરાને બંધની જગાએ લાવીને ઠાલવે છે—કલાકના ૪૨૦૦૦ મણના હિસાબે! પછી ત્યાં એ કાંકરા ભંગાય છે, દળાય છે, ભેળાય છે ને તેનો મસાલો વીજળીના ઊંટડાઓ (ક્રેઈન) દ્વારા ઊંચકાઇ બંધના

પાયામાં ઠલવાય છે. એક કેઈન એક સાથે ૧૮૮૦ મણ વજન ઊંચકે છે. બંધના પાયામાં ૧૭૦ ફૂટ લાંબી, ૬૦ ફૂટ પહોળી ને ૬ ફૂટ ઊંડી એવી સિમેન્ટની સ્લેબો ભરવામાં આવે છે.

નહેરો કાઢવા માટે ભાખડાથી સાત માઈલ દૂર નંગલમાં સતલજ નદી પર બીજો બંધ બાંધવામાં આવેલો છે. તે ૯૫૫ ફૂટ લાંબો ને ૯૬ ફૂટ ઊંચો છે. એને ૨૬ દરવાજા છે. એમાંથી ૩૦૦૦ માઈલ જેટલી લાંબી નહેર કાઢવામાં આવેલી છે, જે એક કરોડ એકર જમીનને પાણી પહોંચાડશે. દુનિયામાં બીજો કોઈ બંધ આવડા મોટા વિસ્તારને પાણી આપતો નથી.

નંગલ બંધના પાયાની નજીક, નદીના પાણીની સપાટીથી ૬૭ ફૂટ નીચે એક પાકો ભૂગર્ભમાર્ગ કાઢવામાં આવ્યો છે. બંધની સલામતીની વખતો વખત ખાતરી કરવા માટે એ ટનલ બનાવવામાં આવેલી છે.

આ નહેરની મદદથી બે દિશાએ બે વીજળીઘરો બાંધવામાં આવ્યાં છે. એક બાર માઈલ પર ગંગોવાલમાં, અને બીજું અઢાર માઈલ પર કોટલામાં. આમાંથી પંજાબ અને રાજસ્થાનનાં ૫૦૦૦ ગામોને અને ૨૨૮ શહેરોને વીજળી મળશે. આને માટે બાંધેલા પાવરહાઉસનું મકાન ૬૭૪ ફૂટ લાંબું, ૧૧૦ ફૂટ પહોળું ને ૧૫૦ ફૂટ ઊંચું છ માળનું છે.

એક કાળે જ્યાં જંગલ હતું ત્યાં આજે નંગલડૅમ ટાઉનશિપ નામે સુંદર આધુનિક શહેર વસી ગયું છે; દવાખાનાં, શાળાઓ, કૉલેજો વગેરે થયાં છે, તથા નવા નવા ઉદ્યોગોથી શહેર

ધમધમી રહ્યું છે. નંગલમાં ૩૦ કરોડના ખર્ચે ખાતરનું કારખાનું પણ થયું છે.

ભાખડા–નંગલની વાત કરતાં હરકોઈ પંજાબીની છાતી ગજગજ ફૂલે છે. કારણકે તેણે એ પ્રદેશની આખી શિકલ બદલી નાખી છે. સતલજ નદી હરસાલ પૂરમાં કેટલાંયે ગામડાંને હોઇયાં કરી નાખતી—તે હવે અટકી ગયું. લાખો એકર જમીનને પાણી મળ્યું, હજારો ગામોને વીજળી મળી, ઉદ્યોગો મળ્યા, ધંધા મળ્યા, અને નવા યુગની બધી જ સગવડો મળી.

આ બંધ બાંધવાથી ૩૦૦ નાનાં મોટાં ગામો ખાલી કરવાં પડયાં છે તે તમામને બીજે નવો વસવાટ કરાવાયો છે.

ભાખડા બંધનું આયુષ્ય કેટલાં વર્ષનું ? ઈજનેરોએ એનો પણ અંદાજ કાઢયો છે અને તે છસો વર્ષનો છે. બરાબર મરામત થતી રહે તો એક હજાર વર્ષ.



અજંતાની ગુફાઓની ભીંતો પરનાં સુંદર ચિત્ર-આલેખનો

જે સતલજને કાંઠે ગુરુ ગોવિંદસિંહે તપસ્યા કરી શીખોને વીર જાતિમાં ફેરવી નાખ્યા, જે સતલજને કાંઠે ભારતની આઝાદી માટે વીર ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવ હસતે મોઢે ફાંસીએ ચડયા અને અંગ્રેજોએ રાતોરાત (તા. ૨૩-૩-૧૯૩૦) તેમનાં શબને કેરોસીન છાંટી ફૂંકી માર્યાં તે સતલજનું આપાણી લાખો ખેતરોમાં અનાજ પકવશે અને કરોડો ભારતવાસીઓનાં દેહ ને દિમાગ બાંધશે.

## આનંદપુર સાહેબ

ભાખડાનંગલથી પાછા ફરતાં અમારી ટ્રેઈન આનંદપુર સાહેબ આગળ ઊભી રહેલી. સમયના અભાવે અમે જોવા જઈ શકેલા નહિ, પણ ઊંચા ખડક પર બંધાયેલું ગુરુદ્વારા (શીખ-મંદિર) સ્ટેશન પરથી દેખાતું હતું. આ ગુરુદ્વારામાં ગુરુ ગોવિંદસિંહનાં હથિયારો છે. અહીં રહીને ગોવિંદસિંહે શીખોને લડાયક કોમ બનાવી હતી. ગુરુના નામ પર મરવા તૈયાર થયેલા પહેલા પાંચ શીખો (પંજ પ્યારા) તે આ ગુરુદ્વારામાં.

એ બનાવની વિગત આવી છે: વૈશાખ મહિનાની પૂનમ હતી. શીખોનો મેળો ભરાયો હતો. બત્રીસ વર્ષના જુવાન ગુરુ ગોવિંદસિંહે શિષ્યોને અભયનો ઉપદેશ સંભળાવ્યા પછી કહ્યું: 'છે અહીં કોઈ એવો બંદો જે હસતાં હસતાં પોતાનું માથું ઉતારી આપે?'

એક જુવાન ઊભો થયો: 'ગુરુદેવ, આ રહ્યું મારું માથું! હું એનો ભોગ ધરું છું.' ગોવિંદસિંહ એને મંદિરમાં લઈ

ગયા, ને થોડી વાર પછી લોહિયાળ તલવાર સાથે એ પાછા ફર્યા ને બોલ્યા: 'હવે છે કોઇ તૈયાર ?'

બીજો જુવાન ઊઠયો. પછી ત્રીજો, પછી ચોથો, પછી પાંચમો. ગુરુ દરેકને મંદિરમાં લઇ ગયા. મંદિર ભણી નજર માંડી બેઠેલા લોકોએ દરેક વખતે મંદિરમાંથી કશાક પર જોરથી ઘા થતો સાંભળ્યો, પણ તેથી તેઓ ડર્યા નહિ ને પછી તો આખી સભા પોતાના માથાનો ભોગ ધરવા ખડી થઇ ગઇ!

થોડી વાર પછી મંદિરના દરવાજા ઊઘડયા, ને અંદરથી ગુરુ બહાર આવ્યા. તેમની પાછળ પાંચેયે ચુવાનો 'જય ગુરુ ખાલસા!' નો ઘોષ ગજવતા બહાર આવ્યા. હવે ગુરુએ ભેદ ખોલ્યો. તેમણે કહ્યું, 'મારી કસોટીમાંથી તમે પસાર થયા છો. મેં માણસોને બદલે માત્ર બકરાંનાં માથાં ઉતાર્યાં હતાં!' તેમણે ગુરુના હુકમને માથે ચડાવી જે પાંચ જણ પોતાનું માથું ઉતારી આપવા પહેલા તૈયાર થયા હતા તેમને 'પંજ પ્યારા' એવું નામ આપ્યું.

## દિલ્હી

'દિલ્હી' નામ દેતાં કંઇ કેટલાંયે સ્મરણો જાગે છે! કંઈ હજારો વર્ષથી દિલ્હી ભારતની રાજધાની રહી છે. કંઈ કેટલાયે રાજાઓ, બાદશાહો ને શહેનશાહો દિલ્હીમાં રાજ કરી ગયા—આજે એ બધા કયાં છે? એમનાં રાજપાટ કયાં છે? અંગ્રેજોએ ૧૯૨૪માં ઠાઠ માઠથી નવી દિલ્હી બાંધી અને

પૂરાં પચીસ વરસ પણ તેઓ ટકયા નહિ. કાળનું ચક્ર કેવું ફરતું રહે છે તેનું દિલ્હી એક સરસ ઉદાહરણ છે.

સવારમાં વહેલા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીની સમાધિનાં દર્શન કરી અમે દિલ્હીની અમારી યાત્રા આરંભી. સને ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે સાંજે બિરલાભવન આગળ પ્રાર્થનામાં પધારતા પૂજ્ય રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી પર એક મૂર્ખે ફડાફડ ગોળીઓ છોડી તેમની હત્યા કરી. બિરલાભવનની એ જગા પણ પછી અમે જોઇ. ગાંધીજી જ્યાં 'પડયા' તે જગાએ એક તુલસીકયારા પર તેમના છેલ્લા શબ્દો 'હે રામ' કોતરેલા છે. મહાત્માજીના મૃત દેહને અહીં જમુનાના કાંઠે રાજઘાટ પર અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. આજે તે સ્થળે વિશાળ ઉદ્યાન છે, ને વચમાં સાવ સાદી ખુલ્લી સમાધિ પર 'હે રામ' શબ્દો કોતરેલા છે. આજે આ સમાધિની ઉપર વિશાળ ઈમારત બંધાઈ રહી છે.

પછી અમે ગયા આપણા લાડીલા વડાપ્રધાન શ્રી જવાહરલાલ નહેરૂનાં દર્શને! નહેરૂજી તો આપણા દેશના એક જંગમ તીર્થ સમા છે. સાબરકાંઠાના પ્રતિનિધિ તરીકે પાર્લામેન્ટમાં ચૂંટાયેલા અને ભારતના પ્રધાન મંડળમાં સ્થાન શોભાવતા શ્રી ગુલઝારીલાલ નંદાજી પણ આ પ્રસંગે હાજર રહ્યા હતા. તેમણે સાબરકાંઠાના કિસાનોની વચ્ચે ફરી સૌની સાથે પ્રેમથી વાતો કરી. થોડી વાર પછી પધાર્યા નહેરૂજી! 'નહેરૂજીની જય'ના પોકારથી સૌએ તેમને વધાવી લીધા. શાંત પગલે નહેરૂજી આગળ આવ્યા ને આગલી હરોળમાં બેઠેલાં બાળકોની સામે સ્નેહથી જોઇ રહ્યા. નહેરૂજીનું હૃદય બાળકોને

જોઈ ઉભરાઈ જાય છે. ગુલાબનાં ફૂલોની પાંખડીઓ મોં પર મારીને બાળકોની સાથે તેમણે રમત કરી—એકને તો લાડમાં તેની ઠાનબુટ્ટી પકડી આમળીને ધક્કો માર્યો! પછી તેમણે કિસાનોની સામે નજર ફેરવી. બસો અઢીસો જેટલી બહેનોની સંખ્યા જોઈ તેઓ ખુશ થયા, અને તેમાંયે જ્યારે જાણ્યું કે આમાંની મોટા ભાગની બહેનો આ પ્રવાસમાં નીકળે છે ત્યારે જ પહેલી વાર રેલવે ટ્રેઇન જુએ છે ને પહેલી જ સપાટે સાત હજાર માઇલનો રેલવે પ્રવાસ ખેડી નાખે છે, ત્યારે તેઓ તાજુબ થયા! ખેડૂતોની વચ્ચે તેઓ છૂટથી ફર્યા. પછી તેમણે ટૂંક પ્રવચન કરી પ્રવાસ કરવા માટે સૌને અભિનંદન આપ્યાં અને ભારતની વિવિધતામાં એકતાનાં દર્શન કરવાનો અનુરોધ કર્યો. છેલ્લે એમને પહેરવાયેલા ફૂલના હાર તેમણે એકે એકે બાળકોનાં ગળાંમાં પહેરાવી દીધા! જગવિખ્યાત જવાહરલાલ બાળકોની સાથે બાળક બની શકે છે એ એની ચમત્કારિક વિશિષ્ટતા છે.

પછી અમે જોયો કુતુબમિનાર, અલ્તમશની કબર, અલાઈ દરવાજો અને લોહસ્તંભ. ૨૩૮ ફૂટ ઊંચો અને ૩૭૯ પગથિયાંવાળો કુતુબમિનાર સુંદરતાનો અને કલાનો નમૂનો છે. એક હજાર વર્ષથી તે ઊભો છે. કહે છે કે આ કુતુબમિનાર ગુલામ વંશના સુલતાન કુતબુદ્દીન ઐબકે બંધાવેલો. કેટલાક કહે છે કે 'કુતુબમિનાર' નહિ, પણ 'કુત્બ મનાર' નામ છે. એ અરબી શબ્દ છે. એનો અર્થ 'વેધશાળાનો સ્તંભ' એવો થાય છે. તેની આસપાસ ૨૭ મંદિરો હતાં તે નક્ષત્રો, અને મિનારાને ૧૨ બાજુઓ છે તે ૧૨ રાશીઓ. મિનારાને સાત માળ હતા

તે સાત સ્વર્ગ. આમ કુતુબમિનાર અસલ વિષ્ણુધ્વજ છે, જેમ તેની સામે ઊભેલો લોહસ્તંભ વિષ્ણુસ્તંભ છે. આજે પણ ૨૩મી જૂને બપોરે કુતુબમિનારનો પડછાયો પડતો નથી, કારણ કે કર્કવૃત્તનો સૂર્ય તે વખતે બરાબર માથે આવે છે. દિલ્હી વિષુવવૃત્તની ઉત્તરે ૨૮·૩૫ અંશ પર છે. આવું ખગોળનું અને ભૂમિતિનું જ્ઞાન તે જમાનામાં કેવળ હિંદુઓને જ હતું, એટલે આ મિનાર કુતબુદ્દીનની પહેલાં ઘણાં વર્ષ પર બંધાયેલો હોવો જોઈએ અને કુતબુદ્દીને તેને સમરાવી તેના પર પોતાના નામનો લેખ મૂકયો હશે, જે પરથી મિનાર તેના નામે ઓળખાયો. કુતુબમિનારની બાજુમાં મસીદ છે, તેમાં અલાઈ દરવાજો છે. એ ખીલજી સુલતાન અલાઉદ્દીને બંધાવેલો. તેની કોતરણી બહુ સુંદર છે. સુલતાન અલ્તમશની કબર પણ ત્યાં જ છે. ભારતમાં એ જૂનામાં જૂની કબર છે. મસીદની વચમાં ૨૪ ફૂટ ઊંચો લોહસ્તંભ ઊભેલો છે. ચંદ્રવર્મા નામે હિંદુ રાજાએ ૧૫૦૦ વર્ષ પહેલાં એ બનાવેલો છે. એનું લોઢું એવું શુદ્ધ (૯૯·૯૭ ટકા) છે કે દોઢ હજાર વર્ષ થયાં છતાં વરસાદ કે તડકાની એના પર જરા સરખીયે અસર થઈ નથી. એને બિલકુલ કાટ લાગ્યો નથી. એક વખત તો એને તોડવા એના પર તોપમારો કરવામાં આવ્યો હતો, પણ એનાથી એને જરી ઘા થયો એટલું જ. એ સ્તંભ પર બ્રાહ્મી લિપિમાં ને શુદ્ધ સંસ્કૃત ભાષામાં ચંદ્રવર્મા રાજાના વિજયોનું વર્ણન કોતરેલું છે. સ્તંભની ઉપર ગરુડની મૂર્તિ હશે ને સ્તંભ કોઈ વિષ્ણુમંદિરની સામે ઊભો હશે એવું માનવામાં આવે છે.

મોગલ બાદશાહ હુમાયુંનો મકબરો અમે જોયો. હુમાયુંની બેગમ હમિદા બાનુએ એ બંધાવેલો, અને આ મકબરાના નમૂના પરથી આગ્રાના તાજમહાલની કલ્પના કરવામાં આવેલી. મોગલ સ્થાપત્યનો આ એક ઉત્તમ નમૂનો ગણાય છે.

આ મકબરાની સાથે ઈતિહાસના કેટલાક કરૂણ બનાવો સંકળાયેલા છે. શાહજહાંનો પાટવી કુંવર દારા શિકોહ હિંદુ ધર્મગ્રંથોનો અભ્યાસી હતો. એણે ઉપનિષદોનું ફારસીમાં ભાષાન્તર પણ કર્યું હતું. એના નાના ભાઈ ઔરંગઝેબે એને કેદ કરી હાથીના પગ તળે છુંદીને મારી નાખ્યો હતો. એ દારાની કબર આ મકબરાની નીચે ભોંયરામાં છે. બીજા પણ બે મુગલ બાદશાહોને તેમના ઉમરાવોએ મારી નાખેલા તે પણ અહીં દટાયા છે. અને છેલ્લો મુગલ બાદશાહ બહાદુરશાહ ઝફર સને ૧૮૫૭ ના બળવા વખતે અહીં મકબરામાં આવીને સંતાઈ ગયેલો, જ્યાંથી એને પકડીને કેદ કરી લેવામાં આવ્યો હતો.

મોગલ સલ્તનતની એવી બીજી યાદગીરીઓ તે લાલ કિલ્લો, જુમા મસીદ અને ચાંદની ચોક. લાલ કિલ્લાના દરવાજા પર આજે આપણો રાષ્ટ્રધ્વજ ગર્વથી ફરકે છે. એ જોઈને આપણને પણ આપણે લડેલી સત્યાગ્રહની મહાન લડતનો અને આપણા બહાદુર નેતાઓનો ગર્વ થાય છે. શાહજહાંએ આ લાલ કિલ્લો બંધાવેલો. એક અંગ્રેજ લેખકે તો એને 'દુનિયા ભરનો ભવ્યમાં ભવ્ય રાજમહેલ' કહ્યો છે. લાલ કિલ્લામાં 'દીવાને

આમ'ની ઇમારત લાલ પથ્થરની બાંધેલી છે. તેમાં અસારનું ઊંચું સિંહાસન છે, ને સિંહાસનની પાછળ રંગબેરંગી કીમતી પથ્થરોના ટુકડાઓથી પંખીઓના વેલબુટ્ટા પાડયા છે તે એકદમ સજીવ લાગે છે. તેની પાછળ ઊભો છે 'દીવાને-ખાસ' —ચોખ્ખા આરસની આખી ઇમારત. કીમતી પથ્થરોના વેલબુટ્ટામાં સોનેરી કામ કરેલું! આ દીવાને ખાસમાં ૧૮ કરોડ રૂપિયાની કિંમતનું (તે જમાનાની કિંમત) મયૂરાસન હતું. દીવાને ખાસની દીવાલ પર સોનેરી અક્ષરે ફારસીમાં એક શેર લખેલો છેઃ

અગર ફિરદૌસ બરરુએ જમીનસ્ત,
હમીંનસ્તો હમીંનસ્તો હમીંનસ્ત!
(અર્થ) પૃથ્વી પર જો સ્વર્ગ હોય તો
તે અહીં છે, અહીં છે, અહીં છે!

બાજુમાં મોતી મસીદ છે—તે મોતીના દાણા જેવી સુંદર છે.

લાલ કિલ્લાની બહાર, મેદાનના સામા છેડે, ભારતની મોટામાં મોટી મસીદ—જુમા મસીદ ઊભેલી છે. એ પણ શાહજહાંએ બંધાવેલી.

બાજુમાં ચાંદની ચોક છે. શાહજહાંના વખતમાં આ મુખ્ય રાજમાર્ગ હતો. આજે પણ ત્યાં મોટું બજાર છે. તે જમાનામાં ચોકની વચમાં થઈને યમુનાની નહેર વહેતી હતી— પચાસ જ વર્ષ પહેલાં એ પૂરી નાખવામાં આવી. આ ચાંદની ચોકમાં બાદશાહી ઠાઠમાઠથી શાહજહાંની સવારી નીકળતી;

દારાને કેદ કર્યા પછી તેને ભિખારીના વેશમાં હાથી પર બેસાડી ઔરંગઝેબે આ બજારમાં ફેરવેલો; અહીં જ નાદિર શાહે દિલ્હીના લોકોની કતલ કરવાનો હુકમ આપેલો; અહીં જ અહમદશાહ અબદલી અને માધવરાવ સિંધિયા વગેરેએ પોતે દિલ્હીના બાદશાહોને હરાવ્યાની જાહેરાત કરેલી!

અમે 'જંતરમંતર' પણ જોયું! નામ પરથી કેટલાકોએ ધારેલું કે કંઇ જાદુમંતર જેવું હશે! એક રીતે કહીએ તો જાદુમંતર જેવું જ હતું! અઢારમી સદીમાં જયપુરના મહારાજા જયસિંહે બંધાવેલી એ વેધશાળા જોઈ જાણે કોઈ વિચિત્ર સૃષ્ટિમાં આવી પડયા હોઈએ એવું લાગતું હતું. સૂર્ય, ચંદ્ર, અને આકાશના ગ્રહો–નક્ષત્રોની ગતિ–સ્થિતિ જોવાનાં જબરદસ્ત યંત્રો અહીં ઇંટ ચૂનાનાં બનાવેલાં છે. તેના પડછાયાની રેખાઓ જોઇને જન્મ–કુંડળીઓ અને જન્મોત્રીઓ બનાવી શકાય છે. આકાશમાં જતી એક ઊંચી નિસરણી હતી. કેટલાક જણ કૂવાબથી એની ઉપર ચડી હવા ખાવા લાગ્યા. પણ એ હતું સમ્રાટ–યંત્ર! આ પૃથ્વીનો ગોળો ચકર ચકર ફરે છે, વળી એની ધરી પૃથ્વીની સપાટીથી સહેજ ઊંચી છે—ક્ષિતિજથી ધ્રુવનો તારો જેટલો ઊંચે દેખાય છે તેટલી! એ ધરીના સમાન્તરે આ નિસરણી બનાવેલી છે. એટલે નિસરણીનો છેડો, રાતે જોઈએ તો, બરાબર ધ્રુવના તારા પર આપણી નજરને સાંધે! એવાં જ બીજાં પણ યંત્રો છે: મિશ્રયંત્ર, દક્ષિણોવૃત્તિયંત્ર, નિયતચક્ર વગેરે. મહારાજા જયસિંહે આવી બીજી પણ વેધશાળાઓ જયપુરમાં, કાશીમાં, ને ઉજ્જૈનમાં બંધાવેલી! આજે ખગોળ

આટલું આગળ વધ્યું છે ત્યારે પણ આ વેધશાળાઓ ગ્રહોની ગતિ, સ્થિતિ, સમય વગેરે બહુ ચોક્કસપણે બતાવે છે.

અને રાષ્ટ્રપતિ–ભવનની વાત કરવી તો રહી જ ગઈ. રાષ્ટ્રપતિ–ભવન અને તેની અંદર આવેલ 'મુગલ બાગ' જોવાની અમે ખાસ પરવાનગી મેળવેલી. રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્ર-પ્રસાદ તે વખતે દિલ્હીમાં હતા નહિ, નહિ તો એમનાં દર્શનનો પણ લાભ મળત. રાષ્ટ્રપતિ–ભવનનો વિસ્તાર ૩૩૦ એકર જેટલો છે, ને તેમાં ૩૪૦ ઓરડાઓ છે. કેટલાક ઓરડા તો મોટો દરબાર ભરાય એવડા છે. આપણા કિસાનો ખૂબ છૂટથી મહેલના ઓરડે ઓરડે ફર્યા ને બહુ પ્રસન્નતા પામ્યા.

ભવનના પાછલા ભાગમાં મુગલ ઢબનો સુંદર બાગ છે. દુનિયાના ઉત્તમ બગીચાઓમાં એની ગણતરી થાય છે. આપણા કિસાનો ત્યાં શાહી અદાથી ફર્યા ને લોકશાહીની તાકાતનો પરચો અનુભવ્યો.

રાષ્ટ્રપતિ–ભવનની સામે ભારતનું સચિવાલય આવેલું છે. સામસામાં બે મકાનોમાં થઈને ૧૦૦૦ સો ઓરડા છે, અને તેના વરંડાઓની કુલ લંબાઇ ૮ માઈલ છે!

સચિવાલયમાંથી નીકળીને અમે ગયા પાર્લામેન્ટ હાઉસમાં. ૧૪૪ થાંભલાવાળું વિશાળ ગોળ મકાન! માઈલના ત્રીજા ભાગ જેટલો એનો પરિઘ અને પાંચસો સાઠ ફૂટનો એનો વ્યાસ! આપણા ધ્વજમાં ગોળ ચક્રનું નિશાન, આપણા



પૂજ્ય માતાજી : શ્રી. અરવિંદ આશ્રમ : પોંડીચેરી

કવિવર રવીન્દ્રનાથ ટાગોર





ગેટવે ઓફ ઇન્ડિયા : મુંબાઈ



મહારાષ્ટ્ર સરકારનું સચિવાલય—મુંબઈ



વિશ્વેશ્વરનું મંદિર — કાશી

મહાકાલેશ્વરનું મંદિર — ઉજ્જૈન



બુદ્ધમંદિર—બોધગયા



જગતની બેનમૂન કલાકૃતિ
આખુંયે ખડકમાંથી કોતરી કાઢેલું 'કૈલાસમંદિર'
સામે વિજયસ્તંભ દેખાય છે



આનંદ ભવન—અલાહાબાદ



હાવડાનો ઝૂલતો પુલ—કલકત્તા



વિક્ટોરિયા મેમોરિયલ—કલકત્તા



સતલજ નદી પર જળબંધ : ભાખડા



સતલજ નદી પર જળબંધ : નંગલ



તાજમહાલ આગ્રા



પંચમહાલ સિક્રી



ઇબાદત ખાના સિક્રી



લોકસભાભવન—નવી દિલ્હી



'જંતર મંતર'—નવી દિલ્હી



ગ્વાલિયરનો કિલ્લો



બુલંદ દરવાજો—ફતેહપુર સિક્રી



કુતુબમિનાર દિલ્હી



મોતીમસીદ: લાલ કિલ્લો : દિલ્હી



ભોપાલ



બિરબલનો મહેલ સિક્રી



લક્ષ્મી નારાયણ મંદિર (બિરલા મંદિર) : નવી દિલ્હી

રાષ્ટ્રપ્રતીકમાં પણ ચક્ર, અને આપણી સંસદ (પાર્લામેન્ટ)નું મકાન પણ ચક્રાકાર! સંસદના આ મકાનના પ્રવેશદ્વાર પર સંસ્કૃતમાં એક લેખ લખેલો છે. એનો અર્થ છે કે 'આ મકાનના દરવાજા હમેશાં લોકો માટે ખુલ્લા છે.'

આ મકાનમાં આપણી ચૂંટી કાઢેલી પાર્લામેન્ટ' (લોકસભા અને રાજસભા) બેસે છે અને આપણા માટે કાયદાઓ ઘડે છે. આપણા દેશની છેવટની સત્તા આ પાર્લામેન્ટના હાથમાં છે.

હવે જોઈએ લક્ષ્મીનારાયણનું મંદિર. બિરલા શેઠે એ બંધાવ્યું છે એટલે એને લોકો બિરલા-મંદિર પણ કહે છે. ખૂબ મોટા વિસ્તારમાં આવેલું આ મંદિર અતિ ભવ્ય છે ને કલાકો સુધી જોઈએ છતાં ધરાવો ન થાય એવું છે. મંદિરની દીવાલો પર સંતો અને સદ્ગ્રંથોનાં સુવચનો ચીતરેલાં છે, તથા ચિત્રોનો તો પાર નથી. મંદિરના પાછલા ભાગમાં સુંદર બગીચો પણ છે. મંદિરની સાથે જ ગીતા-ભવન પણ છે.

## મથુરાઃ ગોકુલઃ વૃંદાવન

મથુરામાં પગ દેતાં આ કૃષ્ણકર્ણામૃત યાદ આવ્યું:

दधि मधुरं मधु मधुरं द्राक्षा मधुरा : सुधाऽपि मधुरैव ।
सर्वं यस्मान्मधुरं तं मधुरतरं को न जानाति ॥

દહીં મધુર છે, મધ મધુર છે, દ્રાક્ષ મધુર છે, સુધા પણ મધુર છે, પણ એ બધું જેને લીધે મધુર છે તે મધુરતર (કૃષ્ણ)ને કોણ નથી ઓળખતું?

कृष्ण त्वदीय पदपंकजपंजरान्त
मद्यैव मे विशतु मानस-राजहंसः ।

હે કૃષ્ણ, તારા ચરણકમળરૂપી પિંજરામાં મારો મનરૂપી રાજહંસ હમણાં ને હમણાં કેદ થાઓ!

ભગવાન કૃષ્ણની ચરણરજથી પાવન થયેલી અને બાલકૃષ્ણની લીલાઓથી જગવિખ્યાત બનેલી આ ભૂમિનાં દર્શન કરવાની તાલાવેલી એકે એક હિંદુના દિલમાં હોય છે. મથુરાથી અમે સીધા વૃંદાવન જવા નીકળ્યા. રસ્તામાં બિરલા શેઠે બંધાવેલું કૃષ્ણ-મંદિર જોયું. બીજાં મંદિરોના મુકાબલે અહીં શાંતિ બહુ પ્રિય લાગી. ત્યાં પથ્થરના પૂરા કદના ઘોડાઓ સાથેનો રથ બનાવેલો છે. કૃષ્ણ તેને હાંકે છે અને રથમાં ગીતાજી બિરાજમાન છે. વળી ત્યાં એક વિશાળ શિલાસ્તંભ ઊભો કરેલો છે. એ સ્તંભ પર ગીતાજીના અઢારે અધ્યાય મૂળ સંસ્કૃત શ્લોકોમાં કોતરેલા છે. એને ગીતા-સ્તંભ કહે છે.

ગોકુલ, મથુરા ને વૃંદાવન તો કૃષ્ણની લીલાભૂમિ. વૃંદાવનમાં કૃષ્ણે કાલીય નાગને નાથ્યો, ને રાસલીલાઓ કરી. અમે એ જગાઓ જોઈ અને જમુનાજીમાં સ્નાન કર્યું. વૃંદાવનમાં એક દ્રાવિડી ઢબનું ગોપુરમવાળું શ્રી રંગજીનું મંદિર છે, મંદિરમાં એક સુવર્ણસ્તંભ છે. તેની સામે જ અકબર શાહના સેનાપતિ રાજા માનસિંહે સને ૧૫૯૦ માં બંધાવેલું શ્રી ગોવિંદજીનું ભવ્ય મંદિર છે! હિંદુ સ્થાપત્ય-કલાનો એ સુંદર નમૂનો ગણાય છે.

મેવાડનાં સંતકવયિત્રી મીરાંબાઈ અહીં વૃંદાવનમાં

રહેલાં તેમનું સ્થાન પણ અમે જોયું. ત્યાં મીરાંબાઇની મૂર્તિ છે. બીજાં પણ અસંખ્ય મંદિરો અહીં છે.

મથુરા એટલે કૃષ્ણની જન્મભૂમિ. ત્યાં મામા કંસના કારાગૃહમાં કૃષ્ણનો જન્મ થયો હતો. તે જગા પણ હમણાં ખોદી કાઢવામાં આવી છે. તેની નજીક બિરલા શેઠે કૃષ્ણ-મંદિર બંધાવ્યું છે.

મથુરામાં દક્ષિણ દરવાજા પાસે 'કંસકા ટીલા' નામે સ્થળ છે, ત્યાં કૃષ્ણે કંસને માર્યો હતો. તે પછી યમુનાના કાંઠે તેમણે વિશ્રામ કર્યો. તે જગા તે વિશ્રામઘાટ. વિશ્રામઘાટ આગળથી રોજ સાંજે સવાસાત વાગે જમુનાજીની આરતી ઉતારવામાં આવે છે. હોડીમાં બેસીને જમુનાજીના પટ પરથી આરતીનું એ દૃશ્ય જોવાની મજા પડે છે.

કૃષ્ણનો જન્મ થતાં નંદજી એમને છાનામાના ગોકુલ લઈ ગયા. ગોકુલમાં જ્યાં એમણે જમુના ઓળંગેલી તે જગા પણ જોઇ. ત્યાં સુંદર ઘાટ બાંધેલો છે, ને દેખાવ બહુ રમણીય છે. નજીકમાં મહાપ્રભુજી શ્રી વલ્લભાચાર્યજીની બેઠક છે. તેનાં તથા શ્રી ગોકુલેશ પ્રભુનાં દર્શન કર્યાં.

આચાર્યજીનાં સુંદર પ્રેરક વચનો તે વખતે યાદ આવ્યાં:

चिंता काऽपि न कार्या निवेदितात्मभिः कदापीति ।
अज्ञानादथवा ज्ञानात् कृतमात्मनिवेदनम्
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ॥

ભગવાનને આત્મનિવેદન કર્યા પછી વળી ચિંતા કેવી?

ગોકુલ, મથુરા ને વૃંદાવનની માટીની રજેરજ કૃષ્ણ કનૈયાની સ્મૃતિથી ભરેલી છે. તેની ગલીઓમાં ફરતાં કાળનો

પડદો હટી જાય છે ને કોઈ જુદા જ વાતાવરણમાં, જુદી જ દુનિયામાં આપણે આવી ચડયા હોઈએ એવું ભાન થાય છે.

જેવી ગંગા તેવી જ યમુના. યમુના થાય યમરાજની બહેન. એકવાર કારતક સુદ બીજે યમરાજ યમુનાને ઘેર જમવા ગયા; યમુનાએ ભાઈને એવા ભાવથી જમાડયા કે પ્રસન્ન થઇ ભાઈએ વરદાન આપ્યું કે કારતક સુદ બીજને દિવસે જે કોઈ યમુનામાં સ્નાન કરશે તેને યમના પ્રદેશમાં જવામાંથી મુક્તિ મળશે. ત્યારથી કારતક સુદ બીજને 'યમદ્વિતીયા' કહે છે.

મથુરાની આસપાસ બાર વન છે. તેમાં એક મધુવન છે. એ મધુવનમાં ધ્રુવજીએ તપ કરેલું ને ભગવાનનાં દર્શન કર્યાં હતાં. યમુનાના એ ઘાટને ધ્રુવઘાટ કહે છે.

મથુરાનું મોટામાં મોટું મંદિર દ્વારકાધીશનું મંદિર છે.

ૐ શબ્દ અ, ઉ અને મ્ ત્રણ અક્ષરોનો બનેલો છે, અને 'મથુરા' શબ્દમાં મ, અ, ઉ—એ ત્રણે અક્ષરો આવેલા છે. આ ત્રણ અક્ષરો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર—ત્રણ દેવોનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આથી મથુરાનો મહિમા ઘણો છે. એક શ્લોક એવો છે કે બીજે કરેલું પાપ તીર્થ-ક્ષેત્રે ધોવાઇ જાય છે, પણ તીર્થક્ષેત્રે કરેલું પાપ વજ્રલેપ થાય છે. બીજાં તીર્થોની બાબતમાં આ સાચું છે, પણ મથુરાની બાબતમાં એમ નથી. મથુરાનો મહિમા તો એવો છે કે મથુરાયામ્ કૃતમ્ પાપમ્ મથુરાયામ્ વિનશ્યતિ—મથુરામાં કરેલું પાપ મથુરામાં જ ધોવાઇ જાય છે.

## આગ્રા—સિક્રી—સિકંદરા

ફતેહપુર-સિક્રીમાં બાદશાહ અકબરે પોતાની રાજધાની કરેલી. પણ થોડાં જ વર્ષમાં પાણીની તકલીફને લીધે તેનો ત્યાગ કરેલો. અકબરે બંધાવેલાં મકાનો તથા કિલ્લો ત્યાં અકબંધ છે. એના બાંધકામમાં હિંદુ-મુસ્લિમ કલાનો સુંદર સમન્વય થયેલો છે. ૧૭૪ ફૂટ ઊંચો બુલંદ દરવાજો એશિયાભરમાં ઊંચામાં ઊંચો દરવાજો છે. આ દરવાજામાંથી અંદર ગયા એટલે એક તરફ લાલ પથ્થરની મક્કા-મસજિદ છે, ને સામે અકબરના ગુરુ શેખ સલીમ ચિસ્તીની આરસની કબર છે. તેની બારીક કોતરણી જોઈને હેરત પામી જવાય છે. બીજાં પણ અનેક મકાનો અમે ત્યાં જોયાં. એક સ્તંભ પર ઊભેલો દીવાને ખાસ, પાંચ માળવાળો પંચમહાલ, અકબરના દરબારનાં રત્નો તરીકે જાણીતા અબુલ ફઝલ, ફૈઝી અને બિરબલના મહેલો વગેરે. તેમાંયે બીરબલના મહેલની કારીગરી ખાસ જોવા જેવી છે.

આગ્રા તો જગવિખ્યાત શહેર છે. યુરોપ અમેરિકામાં તો એમ કહેવાય છે કે એક વાર તાજ જોયો એટલે ભારતની મુસાફરીના પૈસા વસૂલ! શુદ્ધ સફેદ આરસમાં બાંધેલો તાજ દુનિયાની એક અજાયબી ગણાય છે. દિલ્હીનો મોગલ બાદશાહ શાહજહાં મકાનો બાંધવાનો શોખીન હતો. તેની બેગમ મુમતાઝ મહાલ મરણ પામી ત્યારે તેની કબર ઉપર તેણે આ તાજ બંધાવ્યો. કરોડો રૂપિયાના ખર્ચે બાવીસ વર્ષે તે પૂરો થયો. તાજમહાલમાં મુમતાઝની કબરની જોડે શાહ-

જહાંની પણ કબર છે. બંને કબરો પર ખુદાનાં ૯૯ નામ કોતરેલાં છે, તથા અરબી અને ફારસીમાં સુંદર વચનો કોતરેલાં છે. જેમકે: 'નિરાશ થતો નહિ. ખુદા દયાળુ છે, તે પાપોની ક્ષમા આપે છે. દરેકને મોતનો સ્વાદ ચાખવાનો છે. પૃથ્વી પરની જિંદગી તો માત્ર માયા છે.'

આગ્રાનો લાલ કિલ્લો પણ દિલ્હીના લાલ કિલ્લા જેટલો પ્રખ્યાત છે. તેમાં અકબરે અને શાહજહાંએ બંધાવેલી અનેક ઇમારતો છે, જેમાં દીવાને આમ, દીવાને ખાસ, શિશમહાલ (કાચ જડેલું મકાન), હમામખાના, મોતી મસજિદ, અંગૂરી બાગ, જહાંગીરી મહાલ, કિતાબખાના (પુસ્તકાલય), જોધાબાઇનો મહેલ, ગુલાબજળના ફુવારા, મસમ્મત બૂર્જ (જ્યાં રહીને શાહજહાંએ મરતી વેળા તાજમહાલનાં દર્શન કર્યાં), મચ્છીભવન, વગેરે મુખ્ય છે.

સફેદ આરસની બાંધેલી મોતી મસજિદ કલાના એક ટુકડા જેવી છે. દીવાને ખાસમાં એક કાળા પહાણનું ને બીજું 'સફેદ આરસનું' એવાં બે અખંડ પથ્થરનાં રાજ્યાસનો છે. આ કાળા આરસ પર બેસીને બાદશાહ નીચે નદીના પટમાં તમાશા જોતો..

આરસની ઇમારતો બધી શાહજહાંએ બંધાવેલી. એ બાદશાહને એની વૃદ્ધાવસ્થામાં એના જ દીકરા ઔરંગઝેબે કેદ કર્યો, ને અહીં એના જ બંધાવેલા મહેલના એક કમરામાં કેદ રાખ્યો—આઠ વરસ સુધી! મૃત્યુએ એને કેદમાંથી છોડાવ્યો. ક્યાં બાદશાહ શાહજહાં અને ક્યાં કેદી શાહજહાં!

કરોડો રૂપિયા ખરચીને જેણે તાજમહાલ બંધાવ્યો એના શબને કશા ઠાઠમાઠ વગર, મહેલના ગુલામો કિલ્લાની પાછલી દીવાલમાં બાકું પાડીને લઈ ગયા ને છાનામાના તાજમાં દફનાવી આવ્યા!

આગ્રાથી ચારેક માઈલ પર સિકંદરા નામે ગામમાં બાદશાહ અકબરનો સુંદર મકબરો અમે જોયો. તેના મુખ્ય દરવાજાની કમાન પર ધોળા આરસના ટુકડા જડીને ફારસીમાં સુંદર કવિતાઓ લખેલી છે. આ કબર બૌદ્ધ વિહારના નમૂનાની છે, અને અકબરે પોતે તે બંધાવેલી છે. સાચી કબર જમીનની નીચે છે. તે કબરની બરાબર ઉપર, અગાસીમાં આરસની મોટી કબર છે. આ કબરની સામે આરસના નાના થાંભલાના ગોખમાં પ્રખ્યાત કોહિનૂર હીરો મૂકેલો હતો એમ કહે છે.

આગ્રા જનારે રાધાસ્વામી સંપ્રદાયનો 'દયાલ બાગ' પણ ખાસ જોવો જોઈએ. આ સંપ્રદાયે પોતાની જુદી વસાહત કરી છે. પોતાની જ મ્યુનિસિપાલિટી, પોતાની જ પોલિસ! બાલમંદિરથી માંડીને કૉલેજ સુધીની સંસ્થાઓ પોતાની, ને તેનું શિક્ષણ મફત! હુન્નર ઉદ્યોગોનાં કારખાનાં પણ પોતાનાં અને દૂધની ડેરી પણ પોતાની! સંપ્રદાયના આચાર્યની સમાધિ પર ચાલીસ વર્ષથી આરસનું એક ભવ્ય મંદિર બંધાઈ રહ્યું છે, તેની કોતરણી ખાસ જોવા જેવી છે. . .

આગ્રામાં શંખજિરુના પથ્થરની અને આરસની તાજની નાની પ્રતિકૃતિઓ બને છે, પણ તેની કલા પુરી–ભુવનેશ્વરના કારીગરો જે પ્રતિમાઓ બનાવે છે તેના જેવી નહિ.

## ગ્વાલિયર

ગ્વાલિયરનો કિલ્લો એ 'ભારતના કિલ્લાઓની માળાનો મેર' ગણાય છે. ૧૮૫૭ ના બળવામાં ગ્વાલિયરે બહુ અગત્યનો ભાગ ભજવેલો. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપેની સરદારી હેઠળ ગ્વાલિયરનું લશ્કર અંગ્રેજોની સામે લડેલું. છેવટે રાણી લક્ષ્મીબાઈ યુદ્ધમાં પડી. ગ્વાલિયરમાં રાણીની સમાધિ રચાઈ. અમે એ સમાધિનાં દર્શન કર્યાં—નરી સાદાઈ! જગા પણ બહુ નાની. સમાધિ પર એક નાનકડો તુલસી-ક્યારો! અને સમાધિની નીચે એક લેખ રાજ્યના મુખ્ય પ્રધાનના નામનો કે અહીં નવેસરથી વિશાળ સમાધિ રચવાની છે, તેનો આજે અહીં પાયો નાખ્યો છે. નીચે સુભદ્રાદેવી ચૌહાણે લખેલી પેલી પ્રખ્યાત કવિતાની લીટી લખી છે:

'ખૂબ લડી મરદાની વહ તો ઝાંસીવાલી રાની થી!'

આ લેખ લખાયે આજે ચાર વર્ષ થવા આવ્યાં, પણ, રાણીની નવી સમાધિ રચાય ત્યારે ખરી!

ગ્વાલિયરના કિલ્લાના મુખ્ય પ્રવેશદ્વારને પાંચ દરવાજા છે. કિલ્લામાં કેટલાયે મહેલો છે ને મંદિરો છે. તેમાં ગુજરી મહાલ, ચતુર્ભુજ મંદિર, માન-મંદિર સાસુવહુનાં મંદિર, તેલીકા મંદિર, સૂરજકુંડ વગેરે જોવા લાયક છે. એક જગાએ ૫૭ ફૂટ ઊંચી આદિનાથની જૈન મૂર્તિ ઊભી છે. નવ ફૂટ લાંબો તો એનો પગ છે. સવા પાંચસો વર્ષ પહેલાં એ

ખડકમાંથી કોતરી કાઢેલી છે. આવી બીજી ૨૧ મૂર્તિઓ કોરી કાઢેલી છે. આવડી મોટી કોરી કાઢેલી મૂર્તિઓ ઉત્તર ભારતમાં બીજે ક્યાંય નથી.

શહેરમાં સંગીત-સમ્રાટ તાનસેનની કબર પ્રવાસીઓને આકર્ષે છે. તાનસેન એટલે અકબર બાદશાહનાં નવ રત્નોમાંનું એક. પણ તેની કબર સાવ સાદી ને દમામ વગરની છે.

સંગીત પ્રેમીઓ આ કબરની જાત્રાએ આવે છે. એપ્રિલ મહિનામાં આખા ભારતના સંગીતકારો અહીં આવે છે, ને સંગીત-પરિષદ્ ભરે છે. કબરની પાસે પહેલાં એક આમલીનું ઝાડ હતું. તેનાં પાંદડાં ખાવાથી કંઠ સુરીલો બને છે એવું મનાતું, તેથી કલાકારો એ પાંદડાં ખૂબ ઉત્સાહથી ખાતા. પરિણામ એ આવ્યું કે ઝાડનાં પાંદડાં ચવાઈ ગયાં ને છાલ પણ ચવાઇ ગઇ! ઝાડ મરી ગયું! આજે ત્યાં કશું નથી! આપણી ભક્તિ કેવી વિવેકહીન અને આંધળી છે તેનું આ ઉદાહરણ!

તાનસેનની કબર પાસે મહમદ ગોસ નામના એક મુસ્લિમ સંતની કબર છે. મુગલ બાદશાહો એ સંતને બહુ માનતા. આ કબરની જાળીઓનું કોતર કામ બહુ સુંદર છે ને ધ્યાનથી જોવા જેવું છે.

ગ્વાલિયરનો 'મોતી મહેલ' ખાસ જોવા જેવો છે. ત્યાં આજે કચેરીઓ બેસે છે, પણ જોવા લાયક ભાગ સૌને જોવાને માટે ખુલ્લો રહે છે.



મદ્રાસ પાસે સાગરતટે આવેલાં મહાબલિપુરમ્‌નાં મંદિરો

## સાંચી

સાંચીનો સ્તૂપ મહારાજા અશોકના વખતમાં એટલે કે આજથી લગભગ તેવીસસો વર્ષ પહેલાં બાંધવામાં આવ્યો હતો. એની અંદર ભગવાન બુદ્ધનાં અસ્થિ સાચવેલાં છે. અસલ સ્તૂપ ઈંટોનો હતો, પછી તેને પથ્થરથી જડી લેવામાં આવ્યો ને તેને ચાર પ્રવેશદ્વાર મૂકવામાં આવ્યાં. સ્તૂપ ૫૪ ફૂટ ઊંચો છે અને તેનો પરિધિ ૧૨૦ ફૂટ છે.

અશોકની રાણી દેવી સાંચીથી આઠ માઈલ ઉપર આવેલા ગામ વિદિશાની હતી. સાંચીમાં જે વિહારનાં ખંડેરો મળી આવ્યાં છે તે વિહાર દેવીએ બંધાવેલો હતો. અશોકનો પુત્ર મહેન્દ્ર બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા લંકા ગયો હતો તે આ સાંચીના વિહારમાંથી ગયો હતો. બૌદ્ધ ગ્રંથો તો કહે છે: 'એક પૂનમની રાતે મહેન્દ્ર સાંચીથી સોનેરી હંસની પેઠે

| | |
|---|---|
| सारिपुत्तस्य | महामोगलानस्य |
| અર્થાત | અર્થાત |
| 'સારિપુત્તનાં | 'મહામોગલાયનનાં |
| આ અસ્થિ છે.' | આ અસ્થિ છે.' |

સાંચામાં ખોદકામ કરતાં નીકળેલી પેટીઓ પર ઉપર પ્રમાણે બ્રાહ્મીલિપિમાં લેખ લખેલા હતા.

---

ઊડીને લંકા ગયો હતો.' લંકાના રાજાને તેણે બૌદ્ધધર્મી બનાવ્યા ને થોડા વખતમાં આખો દેશ બૌદ્ધ ધર્મી થઈ ગયો.

સ્તૂપ એટલે સ્મૃતિમંદિર. બુદ્ધના અવસાન પછી તેમની ભસ્મમાંથી મળેલાં તેમનાં અસ્થિ કે નખ કે એવા અવશેષ પર સ્તૂપ બાંધવામાં આવતો.

સાંચી એના સ્તૂપને લીધે જગવિખ્યાત છે. એના ચાર પ્રવેશદ્વારનાં ચાર તોરણ કલાના ઉત્તમોત્તમ નમૂના ગણાય છે. એ તોરણો પર બૌદ્ધ ધર્મની જાતક કથાઓ, અને રાજા અશોકના જીવન પ્રસંગો કોતરેલા છે. ભોમિયાની મદદથી એ તોરણો પરનાં શિલ્પોનો અભ્યાસ કરવા જેવો છે.

દક્ષિણના તોરણની પાસે અશોકનો એક શિલા-સ્તંભ હતો. તેની ઉપર બ્રાહ્મી લિપિમાં અશોકની આજ્ઞાઓ કોતરેલી હતી. આ સ્તંભ ૪૨ ફૂટ ઊંચો હતો, ને એના પર ચાર સિંહનું પ્રતીક હતું. સ્તંભ ખૂબ ચકચકતો ને લીસો હતો. તે જોઇ

એક જાગીરદારને થયું કે આ પથ્થર શેરડી પીલવામાં કામ લાગે એવો છે, એટલે એણે એ તોડાવી નાખ્યો. આજે એના કટકા ત્યાં રહ્યા છે.

ઉત્તર દિશાનું તોરણ સૌથી વધારે સચવાયેલું છે.

આ મોટા સ્તૂપથી થોડે દૂર એક નાનો સ્તૂપ છે. સને ૧૮૫૧માં તે ખોદી કાઢવામાં આવ્યો ત્યારે ખંડેર હાલતમાં હતો અને તેમાંથી બે પથ્થરની પેટીઓ હાથ લાગી હતી. એ પેટીઓમાં બુદ્ધના બે મહાન શિષ્યો સારિપુત્ત અને મહામોગલાયનનાં અસ્થિ હતાં. પેટીઓ પર લખેલાં નામ પરથી એની ખબર પડી હતી. આ અસ્થિને લંડન લઈ જવામાં આવ્યાં ને ત્યાંના મ્યુઝિયમમાં રાખવામાં આવ્યાં. સ્વરાજ મળ્યા પછી તે અસ્થિને સિલોન, બ્રહ્મદેશ અને બીજા દેશોમાં દર્શનાર્થે ફેરવીને સો વર્ષે પાછાં ભારતમાં લાવવામાં આવ્યાં ને તા. ૩૦-૧૧-૧૯૫૨ ના રોજ સાંચીમાં મોટા સ્તૂપની નજીક નવો વિહાર બંધાવી તેમાં પધરાવવામાં આવ્યાં. બૌદ્ધ ધર્મના ઈતિહાસમાં આ પ્રસંગ ખૂબ જ મહત્ત્વનો ગણાયો છે. તે પ્રસંગે ભારત, લંકા, બ્રહ્મદેશ, કંબોડિયા, થાઈલેન્ડ, જાપાન, નેપાલ વગેરે અનેક દેશોના વડા પ્રધાનો, પ્રધાનો કે રાજદ્વારી પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા.

## ભોપાલ

તા. ૧-૧૧-૧૯૫૬થી નવા મધ્યપ્રદેશની એ રાજધાની છે. અગિયારમી સદીમાં રાજા ભોજે વસાવેલા શહેરની ઉપર આ શહેર ૧૮મી સદીમાં ફરી વસાવાયેલું છે. ભોપાલમાં બે સુંદર તળાવો છે. મોટું તળાવ સવાબે ચોરસ માઈલનું છે.

નાના તળાવનો વિસ્તાર માત્ર ૦। માઈલનો છે; બંને તળાવની વચમાં માત્ર એક પુલ છે. તળાવના કિનારેથી શહેર શરૂ થાય છે તે ૫૦૦ ફીટ સુધી ઊંચે ચડે છે. રાતે શહેરના હજારો દીવાઓનું પ્રતિબિંબ તળાવમાં પડે છે ત્યારે દેખાવ બહુ મોહક લાગે છે. એથી તો કહેવાય છે કે તાલ તો ભોપાલ-તાલ, ઔર સબ તલૈયાં!—તળાવ તો ભોપાલનું અને બીજાં બધાં તળાવડાં!

ભોપાલમાં ઘણા સુંદર બગીચાઓ છે—એશબાગ, નૂરબાગ વગેરે.

## ઉજ્જૈન

વૈતાલવિજેતા વીર રાજા વિક્રમની ઉજેણી નગરી! કવિ શામળ ભટે સિંહાસન-બત્રીસી લખી જેની વાર્તાઓ ઘેરઘેર પહોંચાડી દીધી તે રાજા વિક્રમની આ નગરી ને ક્ષિપ્રાનો કાંઠો! મહાકાલની પૂજા, શક્તિની આરાધના અને કાલભૈરવની સાધના!



નટરાજ ભગવાન શંકર

ભારતનાં પવિત્રતમ તીર્થોમાં ઉજ્જૈન (અવંતિકા)ની ગણુતરી થાય છે. શિવજીએ ત્રિપુર નામના અસુરને અહીં મારેલો. નાસિક, પ્રયાગ, અને હરદ્વારની પેઠે બાર બાર વર્ષે અહીં પણ કુંભ મેળો ભરાય છે, ને લાખો યાત્રાળુઓ ક્ષિપ્રામાં સ્નાન કરવા આવે છે. સને ૧૯૫૭માં અહીં છેલ્લો કુંભમેળો ભરાયો હતો. કુંભમેળા વિષે એવી કથા છે કે દેવો ને દાનવોએ સાગરમાંથી અમૃત મેળવવા માટે વાસુકિ નાગનું નેતરું કરી સમુદ્રનું મંથન કર્યું. મંથનમાંથી અમૃતનો કુંભ નીકળ્યો. હવે દેવો ને દાનવો વચ્ચે એ કુંભ કબજે કરવા બાર દિવસ લગી ખેંચતાણ ચાલી. એ ખેંચાખેંચમાં કુંભમાંથી અમૃતનાં ટીપાં વેરાયાં તે ઉજ્જૈન, હરદ્વાર, પ્રયાગ અને નાસિકમાં પડયાં. દેવોના બાર દિવસ એટલે માણુસનાં બાર વરસ. એટલે દર બાર વર્ષે કુંભમેળો ભરાય છે.

યાત્રાળુઓ તો આખું વર્ષ અહીં આવતા હોય છે. સ્ત્રીઓ ક્ષિપ્રાકાંઠે ધૂપદીપ કરી નાળિયેર અને ફૂલ લાલ કપડામાં વીંટીને નદીમાં નાખે છે, તથા નદીમાં રમતા કાચબાઓને ખવડાવે છે. ઉજ્જૈનને પૃથ્વીનો નાભિદેશ કહે છે. ઉજ્જૈન અતિ પ્રાચીન શહેર છે. પુરાણુપવિત્ર સાત પુરીમાં ઉજ્જૈનપુરી ગણાય છે. રાજા અશોકનો ખાસ સૂબો અહીં રહેતો હતો. વળી રાજા વિક્રમની અહીં રાજધાની હતી. ભારતના સૌથી મોટા કવિ કાલિદાસ એ રાજા વિક્રમના દરબારમાં હતા. કવિ કાલિદાસે ઉજ્જૈનનું વર્ણન કરતાં લખ્યું છે કે वापी चास्मिन् मरकतशिलाबद्धसोपानमार्गा —તે નગરનો વૈભવ એવો છે કે ત્યાંની વાવોનાં પગથિયાંમાં મરકતમણિ જડેલા છે.

રામઘાટ પર ક્ષિપ્રામાં સ્નાન કરી હોડીમાં બેસી અમે સામે કાંઠે દત્તાત્રેય, કેદારેશ્વર વગેરે મંદિરોનાં દર્શન કરી આવ્યા. પછી અમે હરસિદ્ધ માતાનાં દર્શન કર્યાં એ શક્તિ-પીઠ ગણાય છે. પછી 'અડા ગણેશ'નાં દર્શન કરી અમે મહા-કાલેશ્વર ગયા. ભારતના બાર જ્યોતિર્લિંગોમાંનું આ એક છે. મંદિર ઘણું વિશાળ અને સુંદર છે.

બજાર મધ્યમાં આવેલું ગોપાલમંદિર પણ જોવાલાયક છે. તેમાં કૃષ્ણની ચાંદીની પ્રતિમા છે.

જેપુરના રાજા જયસિંહે સને ૧૭૩૩માં બંધાવેલી વેધશાળા પણ ઉજ્જૈનમાં છે. હજી પણ તેનાં પથ્થરનાં યંત્રો કામ આપે છે—એક યંત્ર પડછાયા પરથી સાચો સમય કહે છે, બીજું યંત્ર ગ્રહણ ક્યારે થાય છે તે કહે છે, ત્રીજું યંત્ર સૂર્યની ગતિ બતાવે છે.

શહેરથી છ માઈલ દૂર ક્ષિપ્રા નદીની વચમાં એક બેટ પર કાલિયાદહ મહેલ આવેલો છે અસલ એ સૂર્યમંદિર હતું. માળવાના સુલતાનો આ મહેલમાં રહેતા. અહીં નદીના તળિયામાં ચિત્રવિચિત્ર આકૃતિઓ કરેલી છે, તેના પર થઈને પાણી વહે છે ત્યારે તે દૃશ્ય બહુ રમણીય લાગે છે. નદીની વચમાં કાલિયાદહ છે એટલે એક પુલ પર થઈને ત્યાં જવાય છે. મહમદ ખિલજી નામનો સુલતાન આ મહેલમાં રહેતો. તે બહુ દારૂડિયો હતો. એકવાર દારૂ પીને પુલ પર થઈને એ આવતો હતો, એટ-

લામાં લથડિયું ખાઈ એ નીચે પાણીમાં પડી ગયો. તરત જ એક નોકરે કૂદી પડી તેને બહાર કાઢયો. ભાનમાં આવ્યા પછી સુલતાને નોકરના ઊધડા લીધા: 'અરે દુષ્ટ નાપાક, તું મારા બાદશાહી શરીરને અડકયો કેમ? તારી આટલી બધી હિંમત ?' તરત જ તેણે તે નોકરનો શિરછેદ કરાવ્યો. બન્યું એવું કે થોડા વખત પછી ફરીને આ સુલતાન દારૂ પીને લથડિયું ખાઇ નદીમાં પડયો, અને આ વખતે તેના નોકરો સુલતાન સલામતના પવિત્ર શરીરને પાણીમાં ડૂબી જતું નિરાંતે જોઈ રહ્યા!

કાલિયદહ જતાં રસ્તામાં ભર્તૃહરિની ગુફા આવે છે. અસલ એ બૌદ્ધ ગુફા હશે એવું અનુમાન થાય છે. એની નજીકમાં પ્રાચીન ઉજ્જૈનનાં ખંડેરોનું ખોદકામ ચાલે છે.

શહેરથી બે માઇલ પર કૃષ્ણ સુદામા જ્યાં ભણતા તે સાંદીપનિ ઋષિનો આશ્રમ છે. આશ્રમથી બે માઈલ પર મંગલનાથનું મંદિર જોવા જેવું છે.

## ડાકોર

વૈષ્ણવોનાં પાંચ તીર્થોમાંનું આ એક છે. બોડાણાની ભક્તિથી ભગવાન રણછોડરાય દ્વારિકાથી અહીં આવીને વસ્યા છે. મંદિરની સામે ગોમતી તળાવ છે. તળાવને કાંઠે રણછોડરાય ભક્ત બોડાણાની પત્ની ગંગાબાઈની વાળી સાથે તોળાયા હતા .'ધન ધન ગંગાબાઇની વાળી, સવા વાલ થયા વનમાળી!' એ વાત જાણીતી છે.

કહે છે કે ડાકોરનું મૂળ નામ ડંકપુર હતું—અહીં ડંક નામના ઋષિએ તપશ્ચર્યા કરી હતી.

ડાકોરથી બપોરે નીકળીને બરાબર ત્રણ વાગે અમારી ટ્રેઈન અમદાવાદ સ્ટેશને આવી પહોંચી—જાહેર કરેલા કાર્યક્રમ પ્રમાણે જ.

અમદાવાદ સ્ટેશને બીજી સ્પેશિયલ ટ્રેઈન તૈયાર હતી. પ્રવાસીઓનો મોટો ભાગ ખાયડ તાલુકાનો હતો, તેથી તેઓ બધા ડાકોર મુકામે ઊતરી પડયા હતા, બીજા કેટલાક અમદાવાદમાં ઊતરી પડયા, ને તલોદ ટ્રેઈન આવી ત્યારે એમાં માત્ર સવા બસો પ્રવાસીઓ રહ્યા હતા. તેઓ રાતોરાત પોતપોતાના મુકામે પહોંચી ગયા.

આમ અમારો સાત હજાર માઈલનો ભારતની ત્રણધામ યાત્રાનો પ્રવાસ સફળતાપૂર્વક પૂરો થયો. અમને ભય હતો કે બીજી ટ્રેઈનોનો કાર્યક્રમ આઘોપાછો થાય છે ને થોડાક દિવસ વધી જાય છે તેમ અમારું પણ થશે. પરંતુ એવું કંઈ બન્યું નહિ, ને અમે સંપૂર્ણ કાર્યક્રમ નિર્ધારેલા સમય પ્રમાણે સાચવી શકયા એ અમારા સૌના માટે આનંદની વાત હતી.

બીજી આનંદની વાત એ હતી કે કોઈપણ બનાવ બન્યા વગર અમે બધા અખંડ જૂથરૂપે સુખરૂપ પાછા ફર્યા હતા. હું તો આ પ્રવાસ યોજવામાં કેવળ એક નિમિત્તરૂપ જ હતો. પણ ભાવિક હૃદયના ભાવો ડાકોર મુકામે મારા પ્રત્યે જે કૃતજ્ઞતાપૂર્વક વ્યક્ત થયા—ખાસ કરીને પ્રવાસી બહેનો તરફથી કે 'સુખી થજો, પ્રભુ તમને ખૂબ જશ આપજો!' તે એક મધુર સ્મરણની પેઠે સદા ચિત્તમાં રહેશે. હું પણ એ બહેનોના જ શબ્દોમાં સૌ પ્રવાસીઓને કહીશ કે 'સુખી થજો, પ્રભુ તમને ખૂબ જશ આપજો!'

સમાપ્ત

दिवसेनैव तत्कुर्यात् येन रात्रौ सुखं वसेत् ।
अष्टमासेन तत्कुर्यात् येन वर्षं सुखं वसेत् ॥
पूर्वे वयसि तत्कुर्यात् येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवं तु तत्कुर्यात् येन प्रेत्य सुखं वसेत् ॥
महाभारत

દિવસે એવું કામ કરો જેથી રાત્રિ સુખમાં જાય; આઠ માસ એવું કામ કરો જેથી વર્ષા ઋતુ સુખમાં જાય; જુવાનીમાં એવું કામ કરો જેથી વૃદ્ધાવસ્થા સુખમાં જાય અને જીવનભર એવું કામ કરો જેથી પરલોકનું જીવન સુખમાં જાય.

शं नो मित्रः शं वरुणः शं नो भवत्वर्यमा ।
शं नो इंद्रो बृहस्पतिः शं नो विष्णुरुरुक्रमः ॥

પ્રાણના અધિષ્ઠાતા સૂર્યદેવ અમારું કલ્યાણ કરો! જળના અધિષ્ઠાતા વરૂણદેવ અમારું કલ્યાણ કરો! પિતૃઓના રાજા અર્યમા અમારું કલ્યાણ કરો! દેવાધિદેવ ઇન્દ્ર અને દેવોના ગુરુ બૃહસ્પતિ અમારું કલ્યાણ કરો! પરાક્રમી વિષ્ણુ ભગવાન અમારું કલ્યાણ કરો. —ઋગ્વેદ.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ।



# રમણલાલ સોની કૃત અનુવાદ-ગ્રંથો

**મૂળ બંગાળી લેખક શરદબાબુ :** શરદ ગ્રંથાવલિ ભા. ૧-૨-૩-૪-૫ રૂ. ૫૦=૦૦ [ વિપ્રદાસ, બડીદિદિ, વિરાજવહુ, દેણાપાવણા, નવીના ( શેષ પ્રશ્ન ), સાવકી મા, પંડિતજી, અરક્ષણીયા, નવવિધાન, સિંદુર છેલે, લેણદેણ, પથેર દાબિ, અનુરાધા, અનુપમા, શ્રીકાન્ત ભા ૧-૨-૩-૪ શુભદા, નારીનું મૂલ્ય, શેષ પરિચય, રામેર સુમતિ, પરેશ, અભાગીનું સ્વર્ગ, સતી; તથા શ્રી નગીનદાસ પારેખ અનુવાદિત ચંદ્રનાથ, પરિણીતા, પલ્લી સમાજ; ભોગીલાલ ગાંધી અનુવાદિત દત્તા, બામણની દીકરી, ગૃહદાહ, દેવદાસ, ચરિત્રહીન વગેરે.] . . . .

**મૂળ બંગાળી લેખક રવીન્દ્રનાથ ટાગોર**—ગોરા ભા. ૧-૨ રૂ. ૯=૫૦, ચોખેરવાલિ ૫=૦૦, વરમાલા, ગિરિબાલા,વરકન્યા, ગુપ્તધન, મહામાયા, હૈમન્તી, હાસ્ય કૌતુક-વ્યંગ કૌતુક, ચિરકુમાર સભા દરેકના રૂ. જી, નગર લક્ષ્મી ૩=૫૦, ચારિત્ર પૂજા ૨=૨૫, ગપસપ ૨=૦૦, ટાગોરની સુંદર વાતો ૧-૫૦, જીવનસ્મૃતિ ૧=૫૦, દૃષ્ટાન્ત કથાઓ ૧=૫૦, સોનાનું કેદખાનું ૦=૫૦.

**બંગાળી લેખક નરેશબાબુની નવલકથાઓ :** અભિશાપ, શંખનાદ, માયા જાળ, પ્રેમ લક્ષ્મી, માસ્તર મશાય, વિલાસિની, કાદંબની લક્ષ્મી, શુભા, નારી તું નારાયણી, પ્રેમસગાઈ, દિલીપની મા, પુત્રવધૂ; લલિતબાબુ, નંદનવન, રમણીમોહન, સુનીતા, તરુણી ભાર્યા, ગોપારાણી, પાગલની વહુ, સુહાસિની, પ્રહેલિકા, નશ્વર સુખ, પિતૃહૃદય, ગુરુદાસ, સુકેશા.

**બીજી નવલકથાઓ :** ફૂલશય્યા, મલિના, રાજબાલા, માલતી ભા. ૧-૨, દિયર ભોજાઈ, કવિ, કાલિન્દી ભા. ૧-૨, ચિર સૌભાગ્યવતી, બાતાસી, પ્રભાત કિરણો, સ્નેહ ગંગા, સાથીદાર, વિવાહિતા, રિસામણાં, શ્રીમંતી સીતા, સંન્યાસિની, પ્રિયનાથ, ચાંદમુખ, પથેર પાંચાલી.

**અંગ્રેજીમાંથી**—મીનાક્ષી, મેઘધનુષ્ય, લાલ પડછાયા, અખંડ પ્રેમ, વિજ્ઞાનબાબુ, ભારતની કહાણી, માનવીની કહાણી, બાટલીનો ભૂત, આપણી સંસદ.

# રમણલાલ સોની કૃત પુસ્તકો

*આમાંથી ૨૨ પુસ્તકોને ભારત સરકાર, મુંબઈ સરકાર અને ગુજરાત સરકાર તરફથી ઉત્તમ પુસ્તકો તરીકે રૂ. ૮૦૦૦નાં રોકડ પારિતોષિક અપાયેલાં છે.]

**નવઘડતર ગ્રંથમાળા:** સતી–મહાપુરુષોનાં ૪૦ જીવનચરિત્રોનાં ૨૦ પુસ્તકો—રૂ. ૧૦. * **શિશુભારતી ગ્રંથમાલા:** બાલવાર્તાનાં ૪૦ પુસ્તકો રૂ. ૨૦. **શિશુસંસ્કારમાલા:** ૧૨ પુસ્તકો રૂ ૫=૫૦; અમૃતકથાવલિ ૧૦ પુસ્તકો રૂ. ૫।.

*શિશુસંસ્કાર શ્રેણિ ૭ પુસ્તકો રૂ. ૪=૨૫; *પ્રગતિ બાલસાહિત્ય ૫ પુસ્તકો ૮=૭૫; કુમારકથાઓ ભા. ૧–૨ રૂ. ૩।; પગલાં ભા. ૧–૨–૩–૪ રૂ. ૨–૫૦; ઇતિહાસમાળા ૬ પુસ્તકો ૪=૮૦, *ગલગલિયાં રૂ. ૨।, *માર્કોપોલો ૧॥, *હ્યુએનસંગ ૧॥, રામાયણ કથામંગલ ૨॥, ઉપનિષદ કથામંગલ ૧।, ભાગવત કથામંગલ ૧।, કિશોર મહાભારત ૧।, પાંડુઝવેરી ૦॥, મૂરખલાલનાં પરાક્રમો ૨॥, હિતોપદેશની બાલ વાતો ૧–૨–૩–૪ રૂ. ૧=૮૦, રાજસ્થાનની વીર વાતો ૧॥, પૂંછડિયાંના પ્રદેશમાં ૧।, ચાંદોસૂરજ ૦॥. સીતાવનવાસ ૧॥, શકુંતલા ૧॥, મંગુ મોચી ૦॥, તણખો બાળે ઘર ૧, વિજ્ઞાનૂખાણુ ૨॥, બાટલીનો ભૂત ૩, ખેલાડી ૩।. દીલુ ૨।. ભુધાકાકા ૦॥, ગોદાન ૧॥, આઝાદીનાં રાષ્ટ્રગીતો ૧, સમર્થ રામદાસ ૦॥, *મૃગરાજ ૨।, ચબૂતરો ૧।, દુનિયાને દોરનારા ૦॥, ગાંધી પારસમણિ ૦॥, *ભગવાન પોતે ૦॥, મરણ પછીની જિંદગી ૦।.

**સિંહાસન બત્રીસીની વાર્તાઓ:** નવલખો હાર, વૈતાલ પચીશી, જાદુઈ વાતો, વિક્રમ ચરિત્ર, સિંહાસનબત્રીસી–પાંચ ગ્રંથના રૂ. ૧૩।.

**અરેબિયન નાઈટ્સની વાર્તાઓ:** ગેબી રાજકુમાર, સાહસિક સોદાગર, મીસરની મહારાણી, રઝળતો રાજકુમાર, જાદુઈ નગરી, સવા લાખનો હાર, સુલેમાની શેતરંજી, ભેદી રાજકુમાર–આઠ ગ્રંથના રૂ. ૨૨।

**નાટકો—** *વંદેમાતરમ્ ૧॥, બેચરકાકા ૧॥, થયા થૈ થૈ થૈ ૧॥, *છબીલાલ ૧॥, ચાણક્ય ૨।, છડરી બહારવટિયો ૨।, માથાનું દાન ૧.